## ભજન ૭ મું

શું શોધે સજની અંતર જોને ઉઘાડી તને શું શમજાવું દાડી દાડીરે
ગુરૂગમ કુંચી કરમાં લઇને ઉઘાડ અજ્ઞાન તાળું
વિંદ્યા ચક્રની ઉપર જોતાં ત્યાં થાસે અજવાળુ રે ૧
રામ નામ ધુંન ઉઠે સહેજે પરમાનંદ નીંધમાંથી
સોઇ પ્રકાશ કરે રગ રગમાં ગુરૂ વિના એ ગમ ક્યાંથીરે ૨
તે પ્રકાશથી તુજને જડશે સુંદીર સ્વરૂપ તારૂં,
છોટમ તેને કરતાં જાણો તો ઉપજે સુખ સારૂંરે ૩

## ભજન ૮ મું

આ જોને એની પ્રાણપતિ રમે પાસે
તેને તું સોધી લેને સ્વાસઉસ્વાસેરે—ટેક
સઉના સામો છે સામળીઓ જો ગુરૂ દ્રષ્ટે જોવે
તેહ તજીને અવર ભરોસે સ્યાસારૂં અવસર ખોવેરે ૧
કણ તજીને ગ્રહે કુસકા તેણે કાજ ન થાયે
ચેતન છોડી જડને ભજતા જન્મ મરણ નહી જાયરે ૨
માખણ મુકી છાસ બેવે તે જોને શાનો ડાયો
પ્રભુ તજીને પ્રપંચ પુજે તે જન જાય ઠગાયોરે ૩

અંતરજામી આનંદ સીંધુ ભજીએ પુરણ ભાવે
જન છોટમ માણસ તન આવો ફરી ફરી નહી આવેરે ૪

## ભજન ૯ મું

સંગત તેને શું કરે જઇને કુબુધ્ધીએ માંડે કાન,
સઠને આવે નહી સાન—ટેક
મરી વસે બરાસમાં અહોનીશ લેછે વાસ
તોઇ તેની તીખીયા ન ગઇ એની બુધીએ ન બેઠો બરાસ ૧
દાદુર વસે નીરમાં ને નીકટ પેઠી પાસ
કેળાં કરે બહુ કીચમાં એને ન આવી કમળ કેરી વાસ ૨
ચંદનનો ગુણ સદાઇ શીતળ ભેરો વસે ભોરીંગ
તોય ભોરીંગ વીખ ન તજે તેને નવ લાગ્યો ચંદનનો સંગ ૩
શ્રીમતને સંગ સદાય રહેનો અહોનીશ રળતો રાંક
તોય અપરાધી અમથો રહયો એમાં શ્રીમતનો સીયો વાંક ૪
રાણીની સંગ સદાય રહેતી પુરણ સેવા પ્રીત
તોય દાસી સમજી નહી એતો રાજ કુળ કેરી રીત ૫
અધીકારીને સંગત ભાવે પુરણ લાગે પાસ
અસંખ જુગ નહી ઉતરે માજન કહે મુળદાસ ૬

## ભજન ૧૦ મું

ઘડપણ કેને મોકલ્યું જાણે જોબન રેશે સઉ કાળ—ટેક
ઊંબરતો ડુંગર થયા પાધર થયા પરદેશ
ગોરો તો ગંગાજી થયો અંગે ઉજળા થયા બધા કેશ ૧
નોતું જોતુ ને સીદ આવીયું નોતી જોઇ તારી વાટ
ઘરમાંથી હળવાં થયાંરે કે છે ખુણે ઢળાવો એની ખાટ ૨
નાનપણમાં ભાવે લાડવા ઘડપણમાં ભાવે સેવ
રોયાં ન મળે રાબડી એવી બળીરે ઘડપણ તારી ટેવ ૩
આંખે તો સુજે નહીરે થરથર ધ્રુજે કાય
ખાધું તો અન પચે નહી વળી બેઠાં નવ રેવાય ૪
પ્રાત:કાળે પ્રાણ મારે અન વીના અકળાય
ઘરના કે છે મરતો નથી તને બેસી રેતા શું થાય ૫
દીકરાતો જુજવા થયા વઉ વર દે છે ગાળ
દીકરીયુંને જમાઇ લઇ ગીયા હવે ઘડપણના ભુંડા હાલ ૬
નવ નાડીઓ જુજવી પડી આવી પોચ્યો કાળ
બઇરાં છોકરાં ફટફટ કરે નાનાં મોટા મળી દે છે ગાળ ૭
એવું જાણી સહુ હરિ ભજો સાંભળજો સઉ સાથ
પરઉપકાર કરી પામસો જે કાંઇ કીધું હશે જમણે હાથ ૮

એવું નકટ છે આ ઘટપણુ મુકી દીયો અભીમાન
ધર્મ ને સત્ય વચનથી કહે નરસીંહ ઉતારે પ્રભુ પાર ૯

## ભજન ૧૧ મું

વધાવો મારે નીત નવલોજી મારે સત ગુરૂજીને પરતાપ—ટેક
ચંદન આંગણું લીપાવશુંજી મોતીના ચોક પુરાય
કંચન કલશ વધાવશુંજી તમ મન ચરણુ લગાય ૧
સતગુરૂ આવ્યા પરોણુલા મેં કાંઈ કરૂં મન વાર
હિતના કરૂં વીંછાવણાજી સુરતી પરૂશણુ હાર ૨
આંગણુ વાવી એલચોજી હોઈ ગઈ અમૃત વેલ
આજ સંત ઘર આવીયાજી મારે હીરદે કુંપર મેલ ૩
કહે કબીર ગુરૂ દેવથીજી અમૃત પીઓ અઘાય
આંજ મારો મન ઘણો આનંદમેં નહી આવે નહી જાય ૪

## ભજન ૧૨ મું

સુહાગણુ શુંદરીજી તમે આજ રહોને મારે દેશ—ટેક
કુણુ રાજાની બેટી કહીજો કાંઈ તમારૂં નામ
કુણુ તમારા ભરથાર કહીજે કીયું તમારૂં ગામ ૧

જનક રાજાની બેટી કહીજુ સીતા મારૂં નામ
રામચંદ્ર ભરથાર કહીજે પુરી અયોદ્ધા મારૂં ગામ ૨
સબ સખીયન મીલ મતો વીચાર્યો હસીકર પુછી વાત
સ્યામ ગોર દોઉ કુંવર સલુણે કોન તમારી સાથ ૩
કાછ કછે પીતાંબર પહેરે ધનુષબાણુ લીયાં હાથ
ગઉર સલુંણે દેવર મેરે સ્યામ શુંદર મમ નાથ ૪
મેરી સાસુ કશિલ્યાની સોક છે સખી વાપીયુ પાસ
ભરથ પુત્રને રાજ દેવાયો રામ દીયો વનવાસ ૫
તુલસીદાશ ભજે ભગવાના છાંડ બીરાની આસ
આજ રાત તમે યાંહી રહોની રહું ચરણુની દાસ ૬

## ભજન ૧૩ સું

દરશન કરસ્યાંજી મારા રામ ગુરૂની ઝાંખી કરસુંજી—ટેક
ભીલાડો નીજ ધામ ગુરૂની આહીપુરા સુખધામજી
ધન્ય રાજાજી ભાગ્ય તમારો સંત બીરાજેજી ૧
સુરજ સામે બણ્યા કબાણ્યાં છતર્યાની છબી ન્યારીજી
નવા મહેલની હવા ગુરૂજી લાગે પ્યારીજી ૨
ડાબીકોરે મુની બીરાજે સનમુખ દુધાધારીજી
ગાદીપર મહારાજ બીરાજે ચમર ઢુળે છેજી ૩

ચરણું ધોય ચરણામૃત લેશું પગરજ શીશ ચડાશુંજી
તન મન વારી ફેર કરી ડારૂં ઉરણુ નાંહીજી ૪
દરશન કીધાથી સબ દુખ ભાગે જન્મ મરણુ મીટ જાવેજી
સતગુરૂજીનો શરણુ ભારી સબ સુખ પાવેજી ૫
કલજુગમાં સતજુગ દરસાયો ધર્મ ચલાવ્યો ભારીજી
રામ નામનું સમરણુ કરતાં તરી ગયા નરનારીજી ૬
રામચરણુ મહારાજ ગુરૂજી અરજી સુણજોજી
હાથ જોડી મેં કરૂં વિનતી પાર લંઘાજોજી ૭

## ભજન ૧૪ સું

અમ ઘેર સંત પધાર્યા છે પ્રોણલારે
મેંતો નીરખ્યા છે નત્રસરે નેહ—ટેક
મેંતો મંગલનો મંડપ રચાવીયોરે
માંહી બાંધ્યાં છે પ્રેમ કેરા પેંચ ૧
મેંતો તનડાનાં તોરણુ બાંધીઆરે
ઉપર ઉમંગનાં બાંધ્યા ઉલેચ ૨
મેંતો અનુભવનાં આભુષણુ પેરીઆરે
કંઠે હરીવર હાર હમેશ ૩

મેંતો ભાવની ભેટ લીધી હાથમાંરે
નીરખી સનમુખ ચાલી સુદેશ ૪
મેંતો વિવેકના વાજાં વગડાવીઆરે
સત શબ્દતો મંગલ મુખે કહશ ૫
ભાવ ભક્તિનાં ભોજન રાંધીઆરે
મુખે મધુરસ મુખવાસ દઇશ ૬
મેંતો પ્રીતીને પાટે પધરાવીઆરે
વિવેક વીંઝણે ઢોળીશ વાય ૭
એમ હેતેથી સંત ઘેર આવીયારે
દાસ દયાની પુરી છે આશ ૮

## ભજન ૧૫ સું

ઓધવ જઇને કેજોરે વ્રજરાજનેરે
વ્રજવીનતાની પુરોને આસ—ટેક
ઓધવ અવધું કરીતી આઠ માસનીરે
વળતાં વીત્યા છે બારા માસ ૧
ઓધવ આવડુંને અમે નોતું જાણીયુંરે
નઠર વેલો તજત વીસવાસ ૨

ઓધવ ઉપદેશ નથી કોઇ કામનોરે
અંગે લાગ્યો છે પ્રીતમનો પાસ ૩
ઓધવ અબળાને બળ એના નામનુંરે
હવે નીરબળ થયાં છી નીરાસ ૪
દાસ દયાનો સ્વાંગી આવે સહેજમાંરે
અંગે વીલસ્યો છે આનંદ હુલાસ ૫

## ભજન ૧૬ મું

જેને રામ રાખેરે તેને કોણ મારી શકે
અવર ન બીજો કોઇરે આવે મારા પ્રભુની પખે—ટેક
ચક્રવતીને વાલો ભીખ મગાવે રંકને કરે રાય
સ્થળને ઠેકાણે વાલો જળ ચલાવે જળને ઠેકાણે સ્થળ થાય
તરણાનો તો મેરૂરે મેરૂ કરે તરણા તોલે ૧
નીંભામાંથી બળતા રાખ્યાં મંજારીના બાળ
ટીટોડીનાં ઈંડા ઉગારીયા રામ થયા રખવાળ
અંત વેળા આવીરે પ્રભુ તમે તેની તકે ૨
બાંણ તાંણીને ઉભો પારાધી સીંચાણો કરે તકાવ
પારાધીને તો પગે ડસીયો સીંચાણાને સર ઘાવ
બાજ પડયો હેઠોરે પંખી ઉડી ગયા સુખે ૩

ગજ ગ્રાતરણી લઇને બેઠા હરિ દીન દયાળ
વધે ઘટે તેને કરે બરોબર સહુની લેછે શંભાળ
ધણી તો ધીરાનોરે હરિ મારો હાલે હકે ૪

## ભજન ૧૭ મું

કળજુગતો આવ્યોરે દુનીયામાંથી ઘટી ગઈ દયા
મોટા મોટા માજનરે લક્ષપતી લોભીતોથયા—ટેક
ધરતીમાંથી ધર્મ ગયું પાપનું વાધ્યું પુર
પરજન તો પાંગળાં થયાં મેદની થઈ ચકચુર
ધરતીએ રસ સંચર્યારે વાવ્યા કણ વણસી ગયા ૧
શુરાનું શુરાપણું ગયું ગયું સતીનું સત
વેદી ભેદી પડીત પુરાણી સઉની મટી ગઇ મત
કળજુગનું એવું કારણુંરે લોભમાં લાગી રહ્યા ૨
પૃથ્વીમાં પાખડ પુજાસે વીપ્ર કરે વેપાર
સન્યાસી ધન સંચરવા લાગ્યા પતિવ્રતા નહી નારી
સત્ય ન જાણે સોચ્યુંરે અસત્યના ઓઘ વળ્યા ૩
છત્રપતીતો નાચ્યા ચુકયા આ દુખ કોને કેવાય
કથાતો કુપાત્રની શાંભળશે પક્ષ તો ગરોડાને પુછાય
દાસ ધીરો કેછેરે જ્ઞાની તેતો આંધળા થયા ૪

## ભજન ૧૮ મું રાગ (આશાગોડી)

કર્મનકી ગતી ન્યારી અહો પ્રભુ કર્મનકી ગતી ન્યારી–ટેક
ડાબર નીર ભર્યો અતી શુંદીર સમુદ્ર કરી દીયો ખારી ૧
બગલાકું વાસે રૂપ દીઓ અતી કોયલ કરી દીધી કારી ૨
બડેબડે નેન દીએ મૃગનકું વનવન ફીરત દુખારી ૩
ગંડું રાજા રાજ કરતહે પંડીત ફીરત ભીખારી ૪
શુંદીર નારીકું વાંઝણી રાખી ભુંડણ જણીજણી હારી ૫
ગુણકા નારી મુલમુલ પહેરે પતિવ્રતા ફીરે ઉઘાડી ૬
લોભીકું વાસે ધન દીયોહે દાતાકું ન મીલે જારી ૭
નાગરવેલકું નિરફળ કીધી બહુ ફળ કીધા તારી ૮
સોનામે તો સુંગધ નાહીં કસ્તુરી કરી દીધી કારી ૯
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમલ બલીહારી. ૧૦

## ભજન ૧૯ મું રાગ (ઉપરનો)

ભક્તિ વત્સલ ગીરધારી અહો પ્રભુ ભક્તિ વત્સલ ગીરધારી–ટેક
તાતી કળા પ્રભુ શીતળ કીધી સુધનવાને ઉગારી ૧
પ્રહ્લાદનો પાસે રક્ષાયું કીધી હરીણાકંશને મારી ૨

દરોપતીનો વાલે લજા રાખી ગરૂડે ચડી ગીરધારી ૩
સુર કહે પ્રભુ તુમારે મીલનકું ભક્તનકું લીયા તારી ૪

## ભજન ૨૮ મું

જે સુણ્યા પછે નહી સંભારે કાંતો ઘરથી મનનો ધારે બેન
તેને સીખામણ સી દઈએ —ટેક
જેના જીવમાં જોત નહી જાગે બહુ કેતા બોધ ન લાગે બેન ૧
બગલાનો હંસ વિસે વાસો પણ બગલો હંસન થાસે બેન ૨
સોમણ સાબુ દેહ દેસો ગરધવની ગાય બને સું બેન ૩
પથરા પાંણીમાં નીત નાવે પણ ભીતરનો ભીંજાવે બેન ૪
કારી કાંબરિ જેવી જે ચીજો તેને રંગ ન લાગે બીજો બેન ૫
જે ચારણી સરખું ગત ધરસે તજી સાર અસાર સંઘરસે બેન ૬
પલરે ચીકણી માટી પેલી વળી સુકાય વેલી વેલી બેન ૭
જેને દેતાં સીખામણ સિર પાકે દલપત પણ દેતાં થાકે બેન ૮

## ભજન ૨૧ મું

સખી મેતો સજીરે પુરી પરમેશ્વરથી પ્રીત હવે હું હેતથીરે
ગાવું ગોવિંદ ગુણનાં ગીત—ટેક
જગ જણે રચ્યોરે જેણે રચીયા રાશી વાર
મહીમાં મુખ થકીરે કેતા કોઇ ન પામે પાર ૧
વિધ વિધ નામથીરે જેને ભજે સકલ સંસાર
ઇશ્વર એકછેરે નોતમ નોધારા આધાર ૨
ભાષા ભેદથીરે નોખા નોખા પડયા નામ
રેણી રાખવીરે કથણી કથવાનુ સું કામ ૩
પર ઉપકારથીરે તે રાજા રીઝે અધીરાજ
તે માટે સદારે કરવા પ્રભુ રીઝે તે કાજ ૪
સઉ સંપી મળીરે જો રહીએ દીવસને રાત
ભજીએ ભાવથીરે તો રીઝે તે જગતનો તાત ૫
અન્ય ઉપાયથીરે તે પ્રભુ થાય નહી પરસન
મરમ વિચારોનેરે મનમાં સમજે સમજુ જન ૬
જનમી જગતમાંરે કરવા પ્રભુ રીઝે તે કાંમ
સારથક તે સદારે દલથી કે છે દલપત રામ ૭

## ભજન ૨૨ મું

સંકટ ગમીએ ધીરજ ધારીએરે કાંઇપણ કરીએ નહી કલપાંતજો
ચીત ચેતી ઉપાય વીચારીએરે સર્વ પ્રકારે રહીને સાંન્તીજો-ટેક
કાંઇએ લાભ નથી કલપાંતથીરે ઉલટું અતીશે ઉપજે દુખજો
સુઝે ઉપાયતો મન સાંન્તીથીરે સંકટ ટાળી લઇને સુખજો ૧
મુરખ માણુસતો મુંઝાઇ મરેરે ધીરજ ધારે તે ધીમતજો
મિત્ર સમાયે એ દુઃખ ઉચરેરે એ પછી દુઃખનો આંણે અંતજો ૨
ગ્નાનીકે અગ્નાની જન તણીરે પીડા પડે પરોક્ષા થાયજો
ગ્નાની જન ધીરજ ધારે ઘણીરે અગ્નાની અતીરે ઉકળાયજો ૩
ઉર આણો વાતો ઇતિહાસનીરે કઇકે કેવા વેઠયા કષ્ટજો
વઇભવતા તજી રાજની વાસરે ભુગત્યાં વનમાં જઇને ભ્રષ્ટજો ૪
આ અવસર પણ જગમાં જુવોરે બહુ દુખીયા લોકો દેખાયજો
ઓછા દુખથી સું અતીસે રવોરે મહા દુઃખ પડતાં કેમ ખમાયજો ૫
મોટાને સકટ મોટા પડેરે છોટાને દુખ છોટું છેકજો
મોભને ખીલા બહુ ખમવા પડેરે વળીને વાગે ખીલો એકજો ૬
પાપ તણાં ફળ પીડા પીમીએરે સુકૃતનાં ફળ સુખ સહુ ઠામજો
એમ ઠેરાવ્યું અંતર આમાયેરે દલથી કહે દલપતરામજો ૭

## ભજન ૨૩ મું

હેત કરીને હરીજન સાથે નાથે આતન દીધુંજી
માયામાં મુંઝાણો મુરખ તેં શું સુક્રીત કીધુંજી ૧
કાયા માયા કુટુંબ કામની અંતે નહી કોઇ તારૂંજી
દાન દયાને હરીની સેવા હાથે કીધું વારૂંજી ૨
અકૃત આ તન કઇકે કીધા પીધા વીખના પ્યાલાજી
હઇયા ફુટા હેત કરીને ગાયા નહી નંદલાલાજી ૩
ભવમાં ભેળું સહુ થયું છે સુખ દુખ લેવા દેવાજી
જુઠી બાજી જગત તણી તે અંતે નહીરે કેવાજી ૪
જાયા તેતો સરવે જવાના રંક રાય ને રાણાજી
અવીનાશી પ્રભુ એક અખંડીત ગુણાતીત ગોપાલાજી ૫
કર સંતસંગ અંગ હોય નીરમલ રંગ રૂદામાં લાગેજી
કહે લખીરામ રામ ભજંતા ભવનો ફેરો ભાંગેજી ૬

## ભજન ૨૪ મું

પ્રભુ ભજ્યા વીન ગાફલ પ્રાણી એમજ ઉમર ખોઇજી
મેડી મંદીર માલ ખજાના કામ ન આવે કોઇજી ૧

માયા મારા કરતો મુરખ ત્રષ્ણામાં તણાણોજી
લોકતણીતો લજા લઇને કોટે બાંધ્યો પાણોજી ૨
ઊંચે કુળ અવતાર લઇને તેં સું સારૂં કીધુંજી
લખ ચોરાસી કેરૂં લગડું તાણી માથે લીધુંજી ૩
જીવતણું કાંઇ જતન ન કીધું મન માયામા મોહ્યુંજી
રાત દીવશ તતપર થઈ રળીયો હાલું નીર વલોવ્યુંજી ૪
લોક કુટુંબમાં મોટો થાવા કામ બગાડ્યું તારૂંજી
બ્રહ્માનંદ કહેરે પ્રાણી હજી સમજેતો સારૂંજી ૫

## ભજન ૨૫ મું

તારા મનમાં જાણેછે મરવું નથીરે એવો નીસ્ચે કર્યો નીરધાર
તેમાં ભુલી ગયો ભગવાનનેરે—ટેક
ધન દોલત નારીને ઘણા દીકરારે ખેતી વાડી ઘોડીને ઘરબાર ૧
મેડી મંદીર ઝરૂખાને માળીયારે સુખદાયક સુવાની સેજ ૨
ગાદી તકીઆને ગાલ મશુરીયારે અતી આડ કરે છે એજ ૩
નીચું કાંધ કરી નમતો નથીરે એવું સાધુ સંગાતે અભીમાન ૪
વનમાળી મોહનજીની સુરતીરે તેની સાથે ન લાગેલ તાન ૫
પાપ અનેક જન્મના આવી નડયારે તારી મતી મલીન થઇ મંદ ૬
દેવાનંદનાં વહાલાને વીસરી ગયોરે તારેગળે પડયો જમ ફંદ ૭

## ભજન ૨૬ મું

તારે માથે નગારા વાગે મોતનાંરે નથી એક ઘડીનો નીરધાર
તોય જાણ્યા નહી જુગદીશનરે—ટેક
મોટા રાજ મેલાને મરી ગયારે જેને જાતા ન લાગી વાર ૧
તારૂં જોબન ગયું જળ સારતું રે માથે કાળા મટી ગયા કેશ ૨
અંતઃકાળે લેવાને જમ આવીયારે તેનો ભાળી ભયંકર વેશ ૩
રોમ કોટી વીછુ તણી વેદનારે દુખ પામ્યો તું દેવના ચોર ૪
સગા સ્વારથી મળ્યાં સઉ લુટવારે તેનું જરાએ ન ચાલે જોર ૫
જીભ ટુંકી પડીને તુટી નાડીઓરે થયું દેહ તજ્યાનું તત્કાળ ૬
દેવાનંદ કહે નવ જાણ્યા નાથનેરે મળ્યો મનુષ્યાદેહ વીશાળ ૭

## ભજન ૨૭ મું

શાને મારે ભજતો નથી સેહેજે સીતારામરે—ટેક
આરે તારી કાચો કાયા હાડકાને ચામરે
તેમાં તે શું મોહી રહ્યો ગાફલ ગુલામરે ૧
પાંડવોની પ્રતીજ્ઞા પાળી દ્રોપતીના ચીરરે
સુદામાની વેળા વારી ઉગાર્યો પ્રહ્લાદરે ૨

રાવણ સરખા રાણા હતા સોના સરખા ધામરે
સવાલક્ષ જેના પુત્ર હતા તેના નથી ઠેકાણા ઠામરે ૩
આગળના તારે હુકમાઇ હતી ઘેર હતા ગુલામરે
બાજીગરનો વાંદરો બાઈ ભરાવશે સલામરે ૪
ઉંચી મેડીને અજબ ઝરૂખા નીચાનીચા ધામરે
છત્રપતીના ચાલ્યા ગયા તેના નથી ઠેકાણાં ઠામરે ૫
ધાઇધુતી ધન ભેળું કીધું દાટયા રહેશે દામરે
બાપદાદા જેનાં મરી ગયા એના ખોળી કાઢોને નામરે ૬
પાપનો તો પાળો બાંધી ધરમ નહી લગારરે
કહે ભવાનભાઇ સાંભળો તમે ભજી લીયો ભગવાનરે ૭

## ભજન ૨૮ મું

અંધળી દુનીઆ ઉંધે ઘેરાણી લોભે લેવાણી જાયરે
આ પેટ ભર્યાના પાંપરામાં ગુણ ગોવિંદના નવ ગાયરે—ટેક
આજ ભજશું કાલ ભજશું વરસ વીત્યાં દશ વીશરે
ઘડપણ આવતાં વાર ન લાગી ડોલવા લાગ્યાં શીશરે ૧
ભક્તિનો તુંને ભાવે નહી ને ધરમ ન આવે દાયરે
તીરથ વ્રતની તેવડ ન પહોચી મરી ગયો મધરાતરે ૨

દશજ ઉધ્યા વીશજ ઉધ્યા ઘણાં ઉધ્યા ગેમારરે
કહે તુલસીદાસ જે નર જાગ્યા તે નર ઉતર્યાં પારરે ૩

## ભજન ૨૯ મું

તારે માથે કોપી રહયો કાળરે ઊંઘ તને કેમ આવે—ટેક
પાણી પહેલાં બાંધી લેને પાળરે ૧, આતો સ્વમા જેવો સંસારરે ૨
તારે માથે છે જમનો મારરે ૩, અલ્યા એળે ખોયો અવતારરે ૪
તારા મનનું ધારયું થશે ધુળરે ૫, ચાર તોલાં છે મણમાં ભુલરે ૬
ફરી આવ્યો છે ગર્ભમાં કોલરે ૭, થોડું આવેલું થાયછે કથોલરે ૮
કુજીતાંજીતાં આયુષ્ય ખુટી જાયરે ૯ તારા ડાપણમાં લાગી લાયરે ૧૦
ડીકે આવેલું ખુડશે વ્યાજરે ૧૧ તારે કાજે કહે છે રવીરાજરે ૧૨

## ભજન ૩૦ મું

આભડછેટમાં ખુડ્યું બધું અંગરે સારૂં થાય શીરીતે—ટેક
નથી નાયો ગોદાવરી ગંગરે ૧, દેવ મંદીરમાં નથી કર્યાં દીપરે ૨
નથી કરતો તું ટેલીયાની ટીપરે ૩ નથી ચપટી કરાવ્યાનો ચાલરે ૪
ખાવાતા કે મફતના માલરે ૫, દેવ દરશનનું નીત નથી નેમરે ૬
આખી પૃથ્વીનાં વેરી લીધાં વેમરે ૭ નથી વાવરતો દેવની દશોંદરે ૮

કામ કરે છે ઘણાં અશુધરે ૯ નથી કીધાં તીરથમાં દાનરે ૧૦
નથો આલ્યાં અતીતોને માનરે ૧૧ ધન કાજે કરે છે અનીતરે ૧૨
રૂષીરાજની રાખી ન રૂદે રીતરે સારૂં થાય શીરીતે

## ભજન ૩૧ મું

વ્હાલો મારો સાચાનો સંગાથીરે, જેણે પ્રીત કીધી—ટેક
વ્હાલાજી મારા પ્રથમ ધરૂવસું પ્રીત કીધી, (૨)
તેને અવિચળ પદવી દીધીરે—જેણે પ્રીત કીધી.
વ્હાલાજી મારા બળીને બોલાવી વાચા દીધી, (૨)
ત્રણ ડગલાં પૃથ્વી લીધીરે—જેણે પ્રીત કીધી.
વ્હાલાજી મારા ઉંડા તે જળમાં ગરજના કીધી, (૨)
તેની તરત ખબરું લીધીરે—જેણે પ્રીત કીધી.
વાલાજી મારા સ્તુતિ પ્રલાદે કીધી
સ્થંભ ફાડી રક્ષા કીધીરે—જેણે પ્રીત કીધી
વાલાજી મારા વિદુરની ભાજી ખાધી
તેને વચને ગુણકા સાધીરે—જેણે પ્રીત કીધી
વાલાજી મારા નરસીની હુંડી સીકારી
એવા શ્રી દામોદર મોરારીરે—જેણે પ્રીત કીધી

વ્હાલાજી મારા વૃંદા તે વનના વાસી, (૨)
એમ બોલ્યા જીવણુ દાસીરે—જેણે પ્રીત કીધી.

## ભજન ૩૨ મું

મુંને ઘડી નથી વિસરતા રામ હરીવર સંકટ હરતા—ટેક
વહાલાજી મારા કરપર ગોવરધન ધારયો (૨)
વહાલે વ્રજનો દેશ ઉગારયો રામ—હરિવર૦
વહાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો (૨)
લટકાએ નાથી દીધો રામ—હરિવર૦
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ—હરિવર૦
વહાલાજી મારા મુષ્ટિક તંદુલ સુદામાના લીધા (૨)
એના મહેલ કનકના કીધા રામ—હરિવર૦
વહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર૦
વહાલાજી મારા પંચાળી સભામાં પોકારે (૨)
ચીર પુરયા પુરણુ મુરારિ રામ—હરિવર૦
વહાલાજી મારા ભવરે સાગરના છો તારા (૨)
પીંગળના પરાણુજ પ્યારા રામ—હરિવર૦

## ભજન ૩૩ મું

હરીને ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે,
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે—ટેક
વહાલે ઉગારયો પ્રલ્હાદ, હિરણ્યકશ્યપુ મારયોરે (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહારયોરે-હરીને૦
વહાલે નરસીંહ મેતાનો હાર, હાથોહાથ આપ્યો રે (૨)
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે-હરીને૦
વહાલે મીરાં તે બાઇના ઝેર, હળાહળ પીધાંરે (૨)
પાંચાળીના પુર્યાં ચીર, પાંડવ કાંમ કીધાંરે-હરીને૦
આવો હરી ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશે રે (૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોના દુઃખ હરશેરે-હરીને૦

## ભજન ૩૪ મું

સદા સુખીયા જગતમાં સંત દુરીજન દુખીઆરે
નાવે અકળામણનો અંત મુરખના સુખીઆરે—ટેક
ભોગ લાગાને લાધો ભેખ એવું બોલે બાવારે
હાથે પડીતી ગડબડ રેખ તેથી થયા આવારે ૧

તાસે વંતાને આંતરે ત્રાસ ધાખના ધનનીરે
રખે થઈ જાસે નાણાંનો નાસ મહા વ્યાધી મનનેરે ૨
રોવે રાત દીવસ મન રંક ભુખે મન ભટકેરે
બડો પુરવ જનમનો વાંક ખરેખરો ખટકેરે ૩
પરણેલા મનમાં પસતાય હવે સું કરીએરે
વણ પરણ્યા મનમાં મુંઝાય ઢોકટ જેવા ફરીએ ૪
સુવાસણીને ધણીનો સંતાપ હુકમ કરી હારીરે
વીધવાનાં પુરણ પાપ ઊમર ઓસીયારીરે ૫
પુત્રવંતી કુટે પેટ છકી ગયા છઇયારે
ક્યાં લગી કરૂં તારા વેઠ કારા મોના કઇયારે ૬
જેની રહીછે કુંવાંરી કુંખ તેતો ઢારે આંસુરે
બડો પુરવ જનમનો વાંક જનમ ગયો ફાંસુંરે ૭
સદા સુખીયા જગતમાં સંત પુરણ પદ પામ્યારે
રૂષી રાયની સમજ્યા શીખ તેહી સુખ જામ્યારે ૮

## ભજન ૩૫ સું

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ શરમ તેમાં શાની કરવીરે
વ્હાલો રીઝવતાં વિશ્વનાથ શ૦

સેવે બુઢા બાળાને જેને જવાન શ૦
ધનવાન અને વીદવાન શ૦
ભજી ગયાછે જેને મોટા ભુપ શ૦
ધુરૂવ પ્રલ્હાદ રાજાના પુત્ર શ૦
ઓધવ અકરૂરને અંબરીખ શ૦
રાજા ખટેવાંગ જનક પરીખ શ૦
તજ્યું ભરતે જેને માટે રાજ શ૦
મીરાંબાઇએ ન રાખીછે લાજ શ૦
કર જોડી કહે દાસોનાદાસ શ૦
અંતે જાવુંછે પ્રભુજીનીપાસ શ૦
કહેછે જાદવ નથી બુરૂં કામ શ૦
ભાવે ભજતાંતે શ્રી ભગવાન શ૦

## ભજન ૩૬ સું

સાંભળને સીખામણુ મારી પાપી પ્રાણી અભાગી એની
સુખ મેલીને દુઃખના દાડા મરવા લેછે માગી એની–ટેક
માથા ઉપર મરણુ ભમેછે ઓચીંતો લઇ લેશે, એની
આંખેતો અંધારી બાંધી મોગમ માર દેશે એની ૧

સાત પેઢીનું સગું શાગવું કોઇ ન આવી આડશે બેની
બેઠાં બેઠાં જોશે રોશે જાણે લુંટયા ધાડે બેની ૨
પ્રાણ ગયા તો કોઇ ન જાણે સરવે પડયું રેશે બેની
વહાલાં હશે તે વેરી થઇને કાઢો કાઢો કેશે બેની ૩
શોધુ શણનું સાહડુ ને કાંચળી કેરો કટકો બેની
આવ્યા મધ્યે એજ આવશે રેસે બાર ધબડકો બેની ૪
શમસાન જઇને ખડકશે ગોરા બાંધશે ચણી બેની
ગોઠવણીતો ઘણી ગોઠવશે બંધી કરશે ધાણી બેની ૫
શોડતાણીને સુવાડશોને હઇયે મુક્સે હોળી બેની
અગોઠે પરજાળસેને વાના બાંધશે બોથ બેની ૬
કંચન સરખી કાયા ઉપર ભડકે હોળી બળશે બેની
માત પીતાને દારા બધું વોળાવીને વળશે બેની ૭
કાંગા રોળજ કરતાં કરતાં જઇને જળમાં નાસે બેની
પછેથી વા આવસે તેણે ભભુત ઉડી જાશે બેના ૮
મુવા પછે ચોથે દાડે કરીઆ કરવાની પેર બેના
શવાયા દોઢાં કાઢીને નાત તેડસે ઘેર બેની ૯
કરસે એની લાજ ઇજતને તારૂં તારી શાથે બેની
પુન્ય કીધું હશે તે પામીશ હેત સહીત નીજ હાથે બેની ૧૦

સાધ સરાવી ગયા સનેહી કરસે વળી ગડાયું બેની
ચોડે ચઉટે બેઠા હાંકે બહુ ખરચ્યાની ખડાઇ બેની ૧૧
ગયા ખાતે વાવરીયું ને રહ્યા ખાતે તે રહ્યું બેની
દુખ લાગેતો વેલું લાગે કહેવું હતું તે કહ્યું બેની ૧૨
આવું જાણી ચેતી ચાલો દુખ પામસો અંતે બેની
કહે ચોબાણ સેવો હરી ગુરૂને સત્ય સગાંછે સંત બેની ૧૩

## ભજન ૩૭ મું

સ્નેહ સહીત સારો શીખામણ કહું તે કાને ધરજો બેની
નીજ પતી હીતકારી થઇને સેવા તેની કરજો બેની—ટેક
સંપ સગામાં રાખી સહુથી મન માયાળુ કરવું બેની
લોભ મોહ મદ મત્સર મેલી સરળ પણું સંઘરવું બેની ૧
નહી નાતીને અળગી કરવી પ્રીતી કરો સુભ પંથે બેની
હોંસ ધરી હઇયામાં ઝાઝી કરો વતાવ્યું કથે બેની ૨
પતિ તમારા પ્રાણ ખરેખર એજ સદા સુખકારી બેની
એજ તમારૂં તન મન ધન છે રૂદે જુવો વીચારી બેની ૩
કલેશ ન લેશ કદી પણ કરીયે ઠરીએ નીજને ઠામે બેની
સાસુ સ્વસુરની સેવા કરજો જેમ સદા સુખ જામે બેની ૪

કદી કારણથી કોપ કરેજો કંથ તમારે માથે બેની
તો પરશન કરવાને તેને વીનય કરો બેય હાથે બેની ૫
ક્ષણ ભંગુર આ દેહ ધરીને કરી લીયો શુભ કામ બેની
દયા ધરમને રાખી દીલમાં સમરી લીયો રામ નામ બેની ૬
કામકાજ સહું ઘરનું કરવું ડરવું દુરગુણ દેખી બેની
જીવ માત્રની દયા રાખો આપ સમાને લેખી બેની ૭
વીશ્વેસર ઇશ્વરનો પાસે કરજોડીને જાચો બેની
હે પ્રભુ તુ પાર ઉતારે અતે બોલી સાચો બેની ૮
દીન જનોને દુખ ન દઇએ મેણા મારો મુખથી બેની
બળતાંનેતો બોલવીએને વચન કહી વળી સુખથી બેની ૯
આપણના હાથમાં સમજવા સુખ દુખ જે જે વીતે બેની
જેવું વાવ્યું તેવું લણવું સંસારતણી એ રીતે બેની ૧૦
ઉદાસી વર્મ વીસે નહી ધરવી કરવી નહી કદી હાંસી બેની
હેત ધરીને હરીને ભજતાં મુક્તિ પદવી પાસી બેની ૧૧
નમીએ હરી ગુરૂ સંતને ભાવે નીસદીન રહીએ રાજી બેની
સંત સંગતછે જગમાં તરવા બેસી ન રહીએ લાજી બેની ૧૨
ભગતી વીના છે આ બવસાગર સુન્ય ખરેખર રાખ બેની
આંખ ઉઘાડી જોતાં સરવનાં હરદે પુરસે સાખ બેની ૧૩

આ જગમાંહી ચાલો ડરતા કરતાં કારજ આપણું બેની
આવો અવસર ફેર ન આવે કંચન કાયા ખપણું બેની ૧૪
શીખામણ એ દીધી સઉને રૂદા મધ્યે ધરવા બેની
કેશવ આ ભવસાગર ભારે પરમ સુખેથી તરવા બેની ૧૫

## ભજન ૩૮ મું

સખી આનંદ સખીને અંગેરે આવો નહી વીસરીએ સત સંગેરે–
સત સંગછે સુખનું ધામરે ત્યાં જઇને ભજોને શ્રી રામરે ૧
આતો રામ ભજનનું છે ટાણું રે તેમાં શું રે બેસીછે નાણું રે ૨
હરતાં ફરતાં રામ નામ લીજેરે કોઇને કડવાં વચન નવ કીજેરે ૩
આંતો ચાર દીવસનીછે ચટકીરે લખીરામ ભજનનીછે લટકીરે ૪

## ભજન ૩૯ મું

આ જુગમાં કોઇ નથી કેનુ માટે દુખ ધરોછો શેનું
હજી સમજી લેતો સારૂ હવે માન મુરખ મન મારૂં–ટેક
હરી જન થઇ હરી હરી કેજે ધન હોયતો હાથે દેજે
જેથી કાજ સુધરસે તારૂં હવે માન મુરખ મન મારૂં ૧

સુત વીત બાંધવને દારા એનો કેવા માત્ર વીચારા
માટે રામ ભજીએ રીતે સત સંગ કરીસે પ્રીતે
માયા મુકતછે ખારૂં હવે માન ૨
બધો ભવ ભટકીને આવ્યો નર દેહ ધરી સું ફાવ્યો
તે સાર તરતું તજ જોયું હરી ચરણુંમા ચીત ન પ્રોયું
તારાં કૃત કેટલાક સંભારૂં હવે માન ૩
આ બાજી ગરની બાજી તે જોઇને શું થયો રાજી
આ અવસર જાય અભાગી મુરખ જોયું નહી જાગી
લખીરામ રામ પરવારી હવે માન ૪

## ભજન ૪૦ મું

રે મનખા અવતાર કેરે સાધન તેં સું કરયું
અનેક ઠેકાણે આથડયોરે લખ ચોરાસી વાર
પામ્યો ઊતમ દેહરે રે મનખા અવતાર ૧
ઊદરમાં ઊંધો રહયોરે દોયલા દશમાશ
સંકટ વેરાયે પ્રભુ સાંભરયારે સુમરયા શ્રી રામ ૨
ઊદરમાંથી અવતરયોરે વીસરી ગઇ વાત
ઉવા ઉવાં કરો રીયોરે વાલી પોતાની માત ૩

ભાવે કરી ભણાવીયોરે વરસ થયાંછે બાર
પનરમે પરણાવીઓરે માંડયો સંસાર 4
વીશેતો વીવેક સાંભર્યોરે પુરણ થયાં પચીસ
સુમરણ તો સુઝે નહીરે વીસરીયા જુગદીશ 5
ત્રીસેતો તેને સમેરે બાળક થયાં બે ચાર
પાંત્રીશમાં પરણાવવારે મન કરે વીચાર 6
ચાલીશમાં ચીંતા પડીરે મન માને નહી કેણ
અરથી તેં આયુસ એમ ખોઇરે તોય સાંપડયું નહી ધન 7
પીસતાલીસમાં પીલાઇ ગયોરે પુરણ થયાં પચાસ
વનમાં તો બેસી રહયોરે ઉગર્યાની સી આસ 8
સાઠે તો નવ સુજીઉરે ઘણુ માયાનું જોર
જાણું હતું તેતો ત્યાં રહ્યુંરે થયો રામનો ચોર 9
બાંધી ચુંધીને ઊભો કર્યોરે લઇ જમને દુવાર
લેખાં લીધાં રાઈ રાઇનાંરે ત્યાં થયો ખુવાર 10
ધરમ રાજાએ પુછીયુંરે ન્યા અન્યાયની પેર
દેહ ધરીને પ્રાણી સું કરયુંરે ઉગર્યાની સી મેર 11
ગાય સીખેને સુણે સાંભરેરે જેનો નઇકુંઠ વાસ
નો ગાયને નિંદા કરેરે જાસે જમને પાસ 12

## ભજન ૪૧ મું

મુખડાની માયા મુને લાગીરે મોહન તારા
મુખડાની માયા મુને લાગીરે—ટેક
મુખડું મેં જોયું તારૂં સરવે જુગ થયું ખારૂં
તેથી મનરેછે ન્યારૂં ન્યારૂંરે ૧
સંસારનું સુખ એવું ઝાઝવાના નીર જેવુ
તેને અમે તુછ કરી માન્યુરે ૨
સંસારનું સુખ કાચુ પરણી રંડાવું પાછું
તેને ઘરે સીદ અમે જઇએરે ૩
પરણું તો પ્રીતમ પ્યારો અખંડ સઉભાગ્ય મારો
રંડાવાનો ભે મટાડયોરે ૪
મીરાંબાઇ બલીહારી મુને એક આશા તારી
પાર ઉતારો ગીરધારીરે ૫

## ભજન ૪૨ મું

સુરે કરવુ છે રાણા સુરે કરવું છેરે
હીરા માણેકને મારે સુરે કરવું છે—ટેક

મેડીને મોલાતું રાણા કામ નઇ આવે મારે
ચોડે ચોવટડે બેસી મારે ફરવું છેરે ૧
હીરને ચીર રાણા કામ નઇ આવે મારે
ભગવી ચાદર ઓઢી મારે ફરવું છેરે ૨
નવસરો હાર રાણા કામ નઈ આવે મારે
માળા કંઠી પેરી મારે ફરવું છેરે ૩
બાઇ મીરાં ગાય પ્રભુ ગિરધરનાં ગુણ વાલા
વરતો વીઠલને હવે મારે વરવું છેરે ૪

## ભજન ૪૩ મું

મારો હંસલો નાનોને દેવળ જુનુંતો થયું
જુનુ તો થયુંરે પીંજર પડયું તો રહયુંરે—ટેક
કુડી કુડી કાયા રામા જુઠી જુઠી માયારે
કુડા તો દિલાસા અમને દઇ તો ગયોરે ૧
આરે કાયાની સાથે પ્રીતું બંધાણી રામા
પડી ગયા દાંત રેખું પડયું તો રહયુંરે ૨
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યોરે
ઉડી ગયો હંસ પાંજર પડયું તો રહયુંરે ૩

બાઇ મીરાં ગાય પ્રભુ ગીરધરના ગુણ વાલા
છેલી બાઇના રામો રામરે ૪

## ભજન ૪૪ મું

ગોકુળીયું નાનું ગામડીયું શા માટે આવે સ્યામ—ટેક
પ્રથમ વીહારી પ્રભુ ધેનું હતી પ્યારી હવેતો વીસારી દીધું નંદજીનું ગામ ૧
મથુરાની અંદર મણીમય મંદીર ધુળથી રચેલાં એવા કેમ ગમે ધામ ૨
કુબજા નારી કામણગારી તેનાથી લોભણા ભુલી ગયાછો તમામ ૩
કહેકવીપીંગળ મુરતીમંગળ મારામનમાંવસેતો બીજું શું છે હવેકામ ૪

## ભજન ૪૫ મું

શામળીયા છોડી દેશો હવે કુબજાનો સંગ
મથુરાવાસી કંસની દાસીરે રસીયાજી તેની સાથે
કેવી રીતે લાગ્યો રંગ શામ૦
નહી મરમાળું નહી લટકાળું અણધારાળું ને કાળું
એવું શું રૂપાળું અંગ શામ
અવગુંણ વાળી અતી ઇરશાળીરે તેની સાથે વાતું કરતાં
કેમ આવે છે ઉમંગ શામ૦

શ્રી હરિ શાણા થઇને લોભાણારે પીંગળસી કહે
પુરવ જનમનો લાગે છે પ્રશંગ શામળીયા૦

## ભજન ૪૬ મું

કહેવું શું હવે તમને કાના નંદ કુંવર નથી નાનારે—ટેક
પેલી અમશું પ્રીત કરીને હરિ ગયા છો મનડાં હેરીને
વાલો બેઠા કુબજાથી વરીને ફેરો નાવ્યા ફરીનેરે ૧
જો જાણ્યા હોત તમને આવા જુગજીવન દેત નહી કદીજાવા
ખોટાખોટા સોગન ખાવા તમને ઘટે નહી માવારે ૨
દુખડાં દીયો છો મઇના દાણી હાંસીને વળી થઇ છે હાંણી
અલબેલી રાધા અકળાણી તજી દીધાં અન પાંણીરે ૩
પીંગળ કહે હવે નાથ પધારો સેવા બાળપણાંની સંભારો
ત્રીકમ ભવસાગરથી તારો બેડો પાર ઉતારોરે ૪

## ભજન ૪૭ મું

કાનુડો દઇનેગયો ભેખરે મયારણ અમને ધુતારો દઇને ગયોભેખ—
મોરરે મુંગટ માથે છત્ર બીરાજે દાંતમાં સોના કેરી રેખરે ૧
વનરાતે વનમાં વાલે રાસ રચ્યોછે સોળસે ગોપીમાં કાનો છેલરે ૨

મેં રે જાણ્યું રે કાનો જન્મ સંગાતી લખેલ છઠી કેરા લેખરે ૩
આ કાંઠે ગંગાવાલા ઓલેકાંઠે જમુનાં વચમાંમેલ્યાંછે એકાએકરે ૪
બાઇમીરાં ગાય પ્રભુ ગીરધરનાગુણવાલા તમારાભજનની મારેટેક ૫

## ભજન ૪૮ મું

ગોપી ચાલીરે વનરા વનની વાટે કાનો ઉભાછે જમુનાના ઘાટે–ટેક
આડા આવી ઉભા વનમાળી ગોપી મહી વેંચવાને ચાલીરે
નહી જાવા દઉંરે દાણ લીધા વીના તુજને
તારી મટુકી આલને મુજને ૧
ગોપી બોલેછે જોબન ધનમાંરે આજ મળી છે એકલી વનમાંરે
ગોવાળારે ગાયું ચારો ગીરધારી
ભુંડી જાત આયરની તમારી ૨
કાના રીશ ન કરશો વાલારે હું આલીસ મોહન માળારે
અમે અબળારે વાલા તમે બહુનામી
છો કાસ વીઠલનાં સ્વામીરે ૩

## ભજન ૪૯ મું

વાટ જુવેછે મીરાં રાંકડી ઉભીઉભી વાટ જુવેછે મીરાં રાંકડી–ટેક
મુનીવરના સ્વામી મારેમોલે પધારોને સેવાકરશું અમેદીનરાતડીરે ૧

ફુલનાંતે હારને ફુલનાં ગજરા ફુલ તોડીને ફુલ પાંખડીરે ૨
પચ પકવાન વાલા મીઠાઇને મેવારે ઘેવર જલેબી તલપાપડીરે ૩
લવીંગ સોપારીને પાંનના બીડાંરે એલચી દાણાને તજપાંખડીરે ૪
સાવ સોનાના સોગઠડા ઢાળ્યાંરે રમવા આવોતો જાય રાતડીરે ૫
બાઇ મીરાં ગાય પ્રભુ ગિરધરના ગુણ જોતાં ઠરેછે મારી આંખડીરે ૬

## ભજન ૫૦ મું

બલિહારી રસીયા ગિરધારી સુંદર સ્યામ
હો તજી અમને મથુરાંના વાસી આવાન બનયેજી—ટેક
વાંસલડી વાગી એમ ભણકારા વાગે છે
વ્રજવાટ લાગે હવે ખારી સુંદર૦
વૃંદાવન કેરી શોભા તમ વિણ અમનેતો
આંખે દીઠી લાગે નવ સારી સુંદર૦
જમુનાંનો કાંઠો આજે ખાવાને દોડે કાંઇ
અકળાવી દેછે અમને ભારી સુંદર૦
ગોવરધન તોળ્યો તમે ટચલી આંગળીએને
અમપર ધાર્યો ગિરધારી સુંદર૦

## ભજન ૫૧ મું

હાટડીએ કેમ રેવાસે ભાઇ આજ રામની રજા નઇ
રામની રજા નઇ ત્યારે મારી કાયાને સુઝે કાંઇ—ટેક
બેસવા સારૂ હાટ બનાવ્યા ખુબ રચાવ્યા માંઇ
તેડા આવ્યા જમરાયના ત્યારે હાટડી સુની થઇ ૧
ઊંચારે મંદીર અગડ ધકુકે પોઢતા પલંગ માંઇ
ચમર ઢોળંનાને આણુંજ ફરતી તે નર ગયા છે વઇ ૨
નવગ્રહને ઢોલીએ બાંધ્યા કેદીએ મરણુ નઇ
દશ મસ્તકને વીસ ભુજાએ રાવણુ ગયો છે વઇ ૩
પ્રેમાનંદકે પ્રગટ મળીઆ નાથની મોબત થઇ
હરી ભજ્યા વિણુ ઉમર આખી એમજ ખોઇ દઈ ૪

## ભજન ૫૨ મું

કાયા પુછે આ જીવને જીવતારે મારે કેની સગાઇ
કાયાનો ડમરો ઉડીને જાસે સંસારની કુડી સગાઇ
અભીમાન છોડી મેલોને મારા ભાઇ—ટેક
મોટા તે મોટા વઇદ તેડાવી બેસાડે ઓરડા માંઇ
મોટા મોટા વઇદડા એમ કહે છે ઉઠી ગયા મોટેરા સાંઈ ૧

સાડાને ત્રણ ગજ મસરૂ મંગાવી તેમાં ઢંકાવો આની દેહી
ચાર જણા થઇને ઉપાડી જાસે સમસાણ સુધી સગાઇ ૨
ઘરનાતે માણુસ ઘરમાં રોવેને બારે રોવે લોક લાઇ
છુટે છુટે છેડે એની માતાજી રોવે રોવેછે એનને ભાઇ ૩
ગાડું ભરીને લાકડા મંગાવે તેમાં ઘખાવે એની દેઈ
વલભના સ્વામી એમ કહેછે રોવે એને રામની દોહાઇ ૪

## ભજન ૫૩ મું

કાચી કાયાનો ગરવન કરીએ જાતા નઇ લાગે વારરે
મન પંખીડા મત પડે આ પાંજરે સંસાર માયા જાળછે—ટેક
રાજાને ઘીરે હાથીને ઘોડા નગારા નીશાણુછે
એક દીવશતો એવું હશે ત્યારે મસાણે મેલાણુરે ૧
વાંઝીઆને ઘરે નગારાં વાગે જાણે અવતરયાં બાળરે
બાળ હતાં તે વયા ગયાં પછે રહયો આળ પંપાળરે ૨
ભરયા સરોવર છલી વરયાને તોય ન બાંધી પાળરે
નીર હતાં તે વયાં ગયાં પછે હાથ ઘસે સું થાયરે
એકને સુવા સાહડી બીજાને હોડોળા ખાટરે
ત્રીજો પોઢતો પાલખી ચોથાને ઢોળંતા વાયરે

જનમ રોસે એની જનેતા ને એની રોસે બારે માસરે
ત્રીયા રોસે એની તેર દાડા ગોતંતાં ઘર વાસરે 5

## ભજન ૫૪ મું

ઊચા મંદીર નીચા મળીઆં સુતો સોડજ તાંસીજી
કાઢો કાઢોરે એને સઉ કહે જાણે જનમ્યોજ નોતોજી—ટેક
સોળરે વરસની સુંદરી ઊભી ટગમગ જુવેજી
આસુડે ભીંજે એનો કંચવો એના સ્વારથને રોવેજી 1
વાલાંરે વાલાંરે એને સઉ કહે વાલાં વોળાવીને વળીયાજી
વાલાં વનસ્પતીનાં લાકડાં સાથે ભેળાં બળીઆજી 2
નથીરે તપુંને નથી તુંબડું નથી ઉતરાનો આરોજી
ગુરૂને સરણે અખાઇ ભણે પ્રભુ પાર ઉતારોજી 3

## ભજન ૫૫ મું

ન વીસારીએરે રૂડા રૂદીઆમાંથી રામ ન વીસારીએ—ટેક
ફરતાં ને વળી ફરતા પ્રાણી કરતાં ઘરનાં કામ
હરીગુણ ગાંતાં જીભડી તારે સું બેસેછે દામ 1

ચરણુ આલ્યાં તુને ચાલવા પ્રાણી કથા સાંભળવા કાન
નેણુ આલ્યાં નીરખવા ઓળખવા સુંદીર સ્યામ ૨
સુખનું બેલી સઉછે પ્રાણી દુખનું નથી કોઈ
દુખ પડે દયાળજી વાલો હરી કરે તે હોય ૩
રામજી રામજી સઉ જપેરે જ્યારે પડે ભીડ
ત્રાગડે ત્રાગડે પુરીયા જેમ દરોપતીના ચીર ૪
આઠ પહોરને ચોસઠ ઘડી તું લે હરીનું નામ
જમ્યા પછી જીભડી તારે સુંછે બીજું કામ ૫
માન સીખામણુ દઉછું પ્રાણી રખે રાખીશ ભુલ
મહા પદારથ મનખો પામો પામ્યા મોંઘે મુલ ૬
સુર સ્યામ કહે સાંભળો પ્રાણી નરનારી દયો કાન
અરધે વચને આવીઆં જેમ ગુણુકાને વેમાન ૭

## ભજન ૫૬ સું

મનતું સમરણુ કર હરીનાં એક દીન હોવેગા મરણાં
કાયા તેરી કદમકી છાયા ભરોસા મત કરનાં ભાયા
પવનસે પવન ગયા ચાલી પીંજરા પડયા રહ્યા ખાલી—ટેક

બાપ બેટાને દીકરી કે ઘરમાં પહગણી સ્ત્રી
ભાણેજ ભત્રીજા ભાયાં મરણ સંગે કોઇ નહી આયા ૧
હાથી ઘોડાને પાલખી કે સંગે અસ્વારો ચાલતી
નગારાં નીસાણે બાયા મરણ સંગે કોઇ નહી આયા ૨
ગાદી તકયા પર બેસતાં કે સેજ પલંગ પર પોઢતાં
ખાણું સાકરકા ખાયા મરણ સંગે૦ ૩
લંપટ ઝંપટકી લુડીઆ કે અસલી પૈસેકી હુંડીઆ
ઉસીકા પાર નહી પાયા મરણ સંગે૦ ૪
ગાવે નર સાઇયો બંકડો કે જાકો જંગલમેં ઝુપડો
કરણી પોતાની પાયા મરણ સંગે કોઇ નહી આયા ૫

## ભજન ૫૭ મું

મન માયાનાં કરનારારે જરા જોને તપાસી તારી કાયા
પુછી જોને પંડીત પુરાણુરે કોઇના અમર લેખ લખાયા—ટેક
કાચી છે કાયા માટીની માયા માટીના ખેલ બનાયા
આવ્યા તો સમજી અલગ થયા પણ બાળક બીચારા લપટાયારે ૧

લાખોની પાંખો ગઇછે વીખાઇ જેની મુછપર લીંબુ ઠરાયા
કાળના કુવાડાથી કોણુ બચ્યું છે ભલે રંક કે હોય મહારાજારે ૨
સંધ્યાના જેવા રંગ સોનેરી વાંઝયાને લાડ લડાયા
જોબન ને તન ધન તેવાં સમજવા પાંણી માના પડછાયારે ૩

## ભજન ૫૮ મું

સદા સંસારમા સુખ દુખ સરખાં માની લઇએ
રાખે જેવી રીતે રામ રંગ તેવી રીતે રહીએ—ટેક
સાખી–કાયા કાચો કુંભછે જીવ મુસાફર પાસ
તારો ત્યાં લગી જાણજે જયાં લગી શ્વાસોશ્વાસ
દસાના ઢંગ રૂતુના રંગ સરખા માની લઇએ રાખે૦ ૧
સાખી–પીપર પાન ખરતાં હંસી કુંપળીયાં
મુજ વીતી તુજ વીતસે ધીરી બાપડીયાં
સદા જેવીને તેવી નીત કોઇની નભતી ન જોઇએ
દસાના ઢંગ રૂતુના રંગ સરખા માની લઇએ રાખે૦ ૨
સાખી–કદી મહોલાતો માળીયાં કો દીન છપરખાટ
એક દીન એવો આવસે ભુખ્યાં નહી મળે ભાત
સદા જેવીને તેવી નીત કોઇની નભતી ન જોઇએ
દસાના ઢંગ રૂતુના રંગ સરખા માની લઇએ રાખે૦ ૩

## ભજન ૫૯ મું

ભાવીના બ્યરથ જાયે થવાનું તેજ થાયે—ટેક
સાખી-જનક સરીખા તાતને રામચંદ્ર ભરથાર
તે જગદંબાને વહે આંખે આંસુ ધાર
જન મીથ્યા શોક લાવે પ્રભુને જેવું ભાવે
ટળે ન તે કદાયે થવાનું તેજ થાયે ૧
સાખી-નળના જેવો રાજવી તે પણ પામ્યો કષ્ટ
સતી દમયંતી ત્યાગીને થયા રાજથી ભ્રષ્ટ
માન ધાતાને વરેલી તેની પણ નાં થયેલી
એસે એસે દુખ પાયે થવાનું તેજ થાયે ૨

## ભજન ૬૦ મું

સહચર દુનીયામાં જનમીને સાધન શું કરયુંરે
ધન્ય ધન્ય મીરાંનો અવતાર ભાવે ભજીલો નીરંજન નાથનેરે—ટેક
એનું સગુંરે નથી કોઇ કોઇનુંરે માત પીતા સુત બાંધવને ભરથાર
ભાવે ભજીલો સીતાપતી શ્રી રામનેરે ૧
સાખીઃ-ભગતીતો મીરાંએ કરી તજી રાણાનું રાજ
એક ચીતે ભજ્યા હરી સંસાર કીધો ત્યાગ

બેનો રાણોજી ખડગ લઇ મારવા ગયારે
હરીએ મીરાં બતાવી હજાર ૧
સાખી-ભગતીતો ધરૂવે કરી પાંચ વરસની માંય
તપ લાગ્યું ત્રણ લોકમાં ઇંદ્રિજ કોપીયા ત્યાંય
બેનો સુરપતી વીધીને સરણે ગયારે
હરીએ ધરૂને આપ્યું અવીચલ રાજ ૨
સાખી-ભગતીતો પ્રલ્હાદે કરી પીતા કોપીઆ સીસ
સીસ માટે ભગતી કરી ન મુકયા જગદીશ
બેનો પીતાજીએ પરવત થી પછાડીઓરે
વાલે મારે અંતે પુર્યો સ્થંભમાં વાસ ૩
સાખી-ભગતીતો નરસઇયે કરી તજી નાગરી નાત
એક ચીંતે ભજ્યા હરી ન જોઇ જાત કે ભાત
બેનો મંડલીકરાજા ખડગ લઇ મારવા ગયારે
કેદારો છોડાવી લાવ્યા મધરાત ૪
સાખી-ભગતીતો ઘણી દોયલી ભવ સાગરની માંય
ચેતસે તે નર ઉતરસે ગાફલ પડસે માંય
બેનો રામ નામનું સાધન જેને હાથછેરે
તેને સ્વરગ જાતાં રોકે નહી કોઇ વાટ ૫

સાખી—જાગતી દરશ ભગવાનછે પુરે મનની આસ
કર જોડી વલભ કહે જેજે શ્રી અવીનાસ
એનો જન્મ મરણનું દુખ દુર થાયછેરે
વાલો સેજે ઉતારે ભવપાર ૬

૬૧

મળ્યો મનુષ્યા જનમ અવતાર માંડ કરીને
તેં ભજ્યા નહીં ભગવાન હેત ધરીને
તેથી ખાશો જમના માર પેટ ભરીને
તો રામ નામ સંભાર—ટેક
ગઇ પલ પાછી ફેર નહી આવે મુરખ મુંઢ ગેમાર
ભવ સાગરની ભુલવણામાં વીત ગયે જુગચાર ફેરા ફરીને ૧
જઠરા અગનીમાં જુગતે રાખ્યો નવ માસ નીરધાર
સ્તુતી કીધી અલબેલાની બાર ધર્યો અવતાર માયા મોહીને ૨
કળ જુગ કુડો રંગે રૂડો કેતાં ન આવે પાર
જપતપ તીરથ કછુ ન કરીયાં એક નામ આધાર શ્રી કૃષ્ણ કહાને ૩
ગુરૂ ગમ પાયો મનમે સાચો જુગતી કરી જદુરાય
ગંગાદાસકું જ્ઞાન બતાયો રામદાસ મહારાજ દયાકરીને
મળ્યો મનુષ્યા જનમ અવતાર માંડ કરીને ૪

## ૬૨

મન કરીલે વીચાર જીવન થોડા
તારા હરી કથાની માંય કાનછે બોડા
અંતે જાશો જમ પુરી માંય જડસે જોડા
તેથી રામનામ સંભાર જીવન થોડા ૧
મોર મુગટ ધરયો શીર ઉપર દરપન કર મોઝાર
વેઢ વીટીયું હાર ગળામાં ખુબ ધરયો શણગાર
પગમા ત્રોડા મન કરીલે ૨
હસ્તી ઉપર કનક અંબાડી ખમાં કહે છડીદાર
રથ મીઆનાં ઊંટ પાલખી કેતાં ન આવે પાર
તો ચડવા ઘોડા મન કરીલે ૩
લોભ ન મુકે કામ ન મુકે ઘર ધંધાની માંય
મુરખ મનતું કહ્યુ ન મુને તીરથ ગવનની માંય
પાંવછે ખોડા મન કરીલે ૪
સંસાર સાગર મહા જળ ભરીયો રામ નામકો ઝા
ગંગાદાસકું જ્ઞાન બતાયો રામદાસ મહારાજ
ખરાની વેળા મન કરીલે વીચાર જીવન થોડા

## ૬૩

કાયાછે ત્યાં સુધી કર સમરણ કીરતારનું રે—ટેક
જતન કરયું જઠરામાં જેણે તારો દેહ રચ્યોછે તેણે
તેણે કામ કરયુંછે અતી ઉપકારનુંરે ૧
પ્રસવ થયાં પહેલું પય કીધું માતાના સ્તનમાં રચી દીધું
તેણે કારજ સીધ્યું તારા આહારનુંરે ૨
કાન નેત્ર કીધાંછે કેવાં સરવે અંગ અમુલખ એવા
અંતઃકરણ કીધાંછે વિવીધ વિચારનારે ૩
દાંત દીધા તુંને ચાવણું ચાવવ અન્ન સરજ્યું ઉદર ભરવા
કર દીધા કારજ કરવા વહેવારનાંરે ૪
સુરદુરલભ મનુષ્યાદેહ પામી લંપટ ન થવું લુણ હરામી
છોટમ શરણ ગ્રહી લે સરજન હારનુંરે ૫

## ૬૪

રાતે રોજ વીચારો કમાણું સું અહીરે સુતા મન મહીરે–ટેક
ખાવા પીવા પ્રભુએ દીધું તે માટે તેં સું સું કીધું
એ ખાતું સરભર કીધું કે નહીરે ૧

પાપ રૂપ સું કરજ થયું છે તે માટે સું પુન્ય કીયું છે
પુન્ય પાપમાં વધેલ સું બાકી અહીંરે ૨
સ્યા માટે આ જગત તન દીધું તે માટે તેં સું સું કીધું
વધ્યું ઘટયું સું ધાયું સું તે મહીંરે ૩
ભુલ ચુકની માફી માંગી અનંત પતીને પાયે લાગી
નીત્ય વીચારી સુવે તે થસે સુખીરે ૪

૬૫

વારી જાઉં અલબેલા સરણે રાખજોરે—ટેક
તીરથ વરતગે કાંઇ ન કીધાં પ્રેમ થકી મેં દાન ન દીધાં
મેં તો ધન ધુતીને લીધાં અવગુણ સાંખજોરે ૧
ભાવ ધરી મેં ભગતી ન કીધી મોહન માળા હાથ ન લીધી
મેં તો સાધુ સંતને દુભ્યા અવગુણ રાખજોરે ૨
ઘણા દીવસ હું ભુલી ભટકી તોય સરણમાં નાહી અટકી
જનમ મરણના બંધન હરી તમે ટાળજોરે ૩
લખીરામના સ્વામી શામળીયા મહેર કરીને મુજને મળીયા
પ્રભુ સુખના સાગર લહેર નાખજોરે ૪

૬૬

મારી નાડ તમારે હાથે હરી સંભાળજોરે
પ્યારા પોતાનાં જાંણીને પ્રભુ પ્રત પાળજોરે—ટેક
પથ્યા પંથ નથી સમજાતું દુખ સદઇવ રેછે ઉભરાતું
મને હસે સું થાતું ભુદર ભાળજોરે ૧
અનાદી વઇદ્ય આપછો સાચા કોઇ ઉપાઃ વીસે ન થી કાચા
દીવસ રીયાછે ટાંચા વેળા વાળજોરે ૨
વીસ્વેશ્વર સું હજી વીસારો બાજી હાથ છતાં સું હારો
મહા મુંઝારો મારો નટવર ટાળજોરે ૩
કેશવ હરી મારૂં સું થાસે ઘાણ વળ્યો સું ઘઢ ઘેરાસે
લાજ તમારી જાસે ભુદર ભાળજોરે ૪

૬૭

જો ગુરૂનું ગ્નાન તારા રૂદામાં રહ્યું
તારેતો અવીદયા મુળ કેમ નથી દહ્યું—ટેક
મોહ દંભ કુવેશ કલેશ જો નથી ટળ્યા
ત્યારે સું જણાય તને સદગુરૂ મળ્યા ૧

મલીન વાસનાંજ તારી જો નથી જતી
ત્યારે તારી સાથી થાસે અંતે સદગતી ૨
અરઠને અધારૂં એક કામ ના મળે
થાય જ્ઞાનનો અનીતી વેગળી પડે ૩
મહા માન માટે સુણો ગ્રંથની કથા
જ્ઞાનને વેરાગ વીના તે સહુ વૃથા ૪
નીતી પંથે ચાલતાંજ સત્યનાં ચગે
છોટમ એવા સાધુનેજ શ્રી પ્રભુ મળે ૫

૬૮

કંઠી બાંધી વંદી અકલ સુધાનાં કરી
ધરમ ધારણ કરતાં પુંજી પાપની ભરી—ટેક
સુધ થવા સ્નાન સોચ આચરે ખરો
કરોધરૂપી ચંડાળ તેનો નાં થયો પરો ૧
સપથ ખાય ધરમનાં તું કંઠી કર ગ્રહી
આચરે અનીતી ઓથે ધરમને રહી ૨
પંથનો તું વાદ કરે અન્ય થી અડે
તું તો તારૂં ભુલ્યો ભાંન તેહનાં જડે ૩

ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી
ભાલ તીલક તાંણી બેઠો સાધુ સોબાણી ૪
કપટ ધુરત ભેખ કલીકાળમાં ઘણા
છોટમ જેવા ગુરૂ તેવા સીષ્ય તે તણાં ૫

## ૬૯

લેહ લગાડી રામને જપો જાવું છે મરી
જાવું છે મરારે કાયા જાશે પડી—ટક
ઘણે કષ્ટે પીંડ બંધાણો ગરભમાં ધરી
માંડ કરીને મનખો પામ્યો ચોરાશી ફરી ૧
ઉંચા મંદીર માળીયાં તારા રહેશેરે પડી
આવી રૂડી મનખાદેહ તારી ધુળમાં ઢળી ૨
તેડા આવ્યા જમરાયના જાવું કષ્ટની ઘડી
જમ આવ્યે તારૂ જોર નહીં ચાલે બાંધશે જડી ૩
સગા સરવે વીટીને બેઠાં મરણની ઘડી
કાઢો કાઢો સહુ કહે એને રાખોમાં ઘડી ૪
સંતની સેવા હરીની ભક્તિ વાતછે ખરી
શ્રીહરિ કહે રઘુવીર સમરો જાશો તરી ૫

## ૭૦

કૌરવ પાંડવ જુગટે રમ્યા પાંડવ ગીયાછે પ્રથવી હારી
હસ્તીને ઘોડા માલ ખજીના દરોપદી નારી—ટેક
સતી તણું મુખ જોઇ કરીને મહીપતી મનમાં હસ્યો
આવા સુંદીર શોભામણાં દેખી દીલમાં ખુસ્યો ૧
આવો ભાભી હવે અમારા થયાં આવી મારે ખોરલે બેસો
પાંચ પાંડવ ગયા પૃથ્વી હારી કેને જઇ કેસો ૨
ફટ ભુંડા ફટ પાપીઆ આવું સીદને બકયો
કૌરવ કુળ તારૂં ઉજડ થાસે દીવસ છે વાંકો ૩
તારેરે ખોરે બેસવાને ઈચ્છે છે સદા
એક બાણુ અરજુનનુ બીજી ભીમની ગદા ૪
એટલે પાપીને રીસ ચડી એની ધરા તો ધગી
ચોટલો ઝાલીને લાવું સભામાં કરૂં તુને છતી ૫
સતીનાં મનમાં વીચાંર થયો દુરીજન દેખસે ચેરો
લાખ ટકાની લાજ પ્રભુ મારી રાખશે ખરો ૬
કૌરવ તાંણે પાંબડીને રૂપી પામે ત્રાસ
સુરજ રથ ખેંચીઆ ત્રાહે ત્રાહે દીનાનાથ ૭

સતીતણું દુઃખ જોઇ કરીને આવ્યા શ્રી હરિ
પલમાં એક પધારીયા વાલો મારો ગરૂડે ચડી ૮
અંતરજામી અંતરમાં વસ્યા એને કોઇ ન દેખે
ચોર સભામાં પુરીઆં વાલા નવ રીયાં લેખે ૯
અનાથુંના નાથ વાલો મારો અપંગનાં આધાર
શહેર દીલીનાં ચોકમાં રાખી દરોપતીની લાજ ૧૦
મનનાં કરૂં મોતીડાને તનનાં કરૂં ફુલ
દાસ દયાની વીનતી પ્રભુ કરોને કબુલ ૧૧

## ૭૧

લેને લેને લાવ જીવને જોતાં નવ જડે
જોતાં નવ જડે જીવને ખોળ્યા નહી મળે—ટેક
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે
આવો રૂડો મનખો મેલી ભુતમાં બળે ૧
મોતી સરખો દાણો લઇને ઘંટીમાં દળે
આવળીયાનું બીજ વાવે આંબો નહી ફળે ૨
સંત બોલાવ્યે બોલતો નથી અભીમાનમાં ફરે
જમ ધકે આગળ કરસે વેઠે ભારભરે ૩

માયા તુંને મીઠી લાગે સંતથી બળે
નીરભેરામ રામ ભજ્યાથી ચોરાશી ટળે ૪

## ૭૨

કબ સુમરોગે રામ અબ તુમ કબ સુમરોગે રામ—ટેક
આય અચાનક કાળ ગ્રહેગો તબ તેરો કોન જમાન ૧
આરે કાયાનો ગરવ ન કરીએ અંતે થવાનીછે રાખ ૨
ધન દોલતને માલ ખજાના તેતો નહી આવે તારે કામ ૩
દાસ ઇસાની હેતની અરજી ચરણે રાખોને ધનસ્યામ ૪

## ૭૩

ભજીલે મન ગોવીંદ કૃસ્ન હરી ભજીલે મન—ટેક
રામ કેતાં તારે દામ ન બેસે છુટત ના ગઠરી ૧
આરે કાયા તારી કાચ.ી પુતળી પલમાં જાસે પડી ૨
જે મુખેથી રામન ઉચરે તા મુખ ધુડ પડી ૩
સુર કહે તમે રામ ભજીલ્યો હરદમ એક ઘડી ૪

## ૭૪

સંસારીયામાં નથી આવવું પાછું—ટેક
મન જાણે હું મેડી ચણાવું રેવાનું કાચું ૧
જમની આગળ જોર ન ચાલે ફાટયું રૈસે ડાચું ૨
સગા કુટુંબી ટોળે વળીને વખતે કરે વાતુ ૩
આગળ પાછળ ભાતાં લેજો વસગી છે વાટુ ૪
કહે હરીદાસ સુણો સજનો માની લેજો સાચું ૫

## ૭૫

લેતાં લાજે હરીનામ લોકડીઆ લેતાં લાજે હરીનામ—ટે
હરી મંદીર જાતાં પાવજ દુખે ફરી આવે સારૂ ગામ ૧
ઝગડો થાય ત્યાં દોડીને જાવે મુકીને ઘરનાં કામ ૨
ભાંડ ભવાયા નાચ કરે ત્યાં બેસી રહે ચારે જામ ૩
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુંણ ચરણ કમલ ચીત હામ ૪

## ૭૬

સત સંગનો રસ ચાખ પ્રાણી તું તો સત સંગનો રસ ચાખ—ટેક
પ્રથમ લાગે કડવોને તીખો પછે આંબા કેરી સાખ ૧

હાથીને ઘોડા માલ ખજીનાં તે નહી આવે તારી સાથ ૨
આરે કાયાનો ગરવ ન કરીએ અંતે થવાનીછે ખાખ ૩
સત સંગ હોય ઘડીમાં મુકતી વેદ પુરે એની સાખ ૪
કહે કબીર સુણો ભાઇ સાધો રામ નામ રૂદીયામાં રાખ ૫

## ૭૭

સાચે કલિજુગ આયો અબતો સાચે—ટેક
પુત્ર પીતાકો કહયો ન માને કરે અપને મન ભાયો ૧
સ્રી પતીવ્રત ધરમ ન પાળ્યો નીરખત પુરૂષ પરાયો ૨
સન્યાસી ધન સાંચવા લાગ્યા હરી સુમરણ વીસરાયો ૩
રાજા કપટી રઇયત દુખ પાવે બ્રાહ્મણ હોત ભટકાયો ૪
વાસું વરખા અલપ હોતહે સબ જગ પાપસે છાયો ૫
ખોજ વિદ્રાવન મથુરાં નગરી કાલંદ્રી નીર સુકાયો ૬
સુરદાસ પ્રભુ તુમરે ભજન બીન મોહીકુ કાહે જીવાયો ૭

## ભજન ૭૮

મોહને મોહને મોહનેરે મન રહ્યું માયામાં મોહને—ટેક
જમના ઝેર બંધ ખાવાને કાજે બેઠાછે બરડા પોઇનેરે ૧

જમ કંકરનો ભેછે ભારી ચાલો તમે સામું જોઇનેરે ૨
ઘરની નારી કામ ન આવે જાસે સારૂ ઘર જોઇનેરે ૩
સગા કુટંબી તારા સુખના બેલી રેશે દશદાડા રોઇનેરે ૪
કહે ત્રીકમ ગુરૂ સમજયા વીનારે જાસો સંસારીડા ખોઇનેરે ૫

૭૯

ગાઇને ગાઇને ગાઇનેરે તેં સું કરયું ગીતા ગાઇને—ટેક
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો ધીક પડયો પંડીતાઇનેરે ૧
પોથી વાંચી પરમારથ ન કીધું કુટુંબ પાળ્યું કમાઇનેરે ૨
ભગવાન ભાખ્યું રૂદે ન રાખ્યું રહયો આપ સ્વારથછાઇનેરે ૩
સરપના માથે મણીછે તોંપણ જીવેછે જીવને ખાઇનેરે ૪
કહે પ્રીતમ પોતાના ડાપણુથી ગયો ચોરાસી માંઇનેરે ૫

૮૦

થાયછે થાયછે થાયછેરે વાલો ભક્તિ વડે વસ થાયછે—ટેક
મોટા મુનીવરોનાંઆશ્રમ મુકીને સવરીનેઆશ્રમ જાયછેરે૧
છપન પ્રકારના મેવા મેલીને કરમાની ખીચડી ખાયછેરે ૨
દુરયો ધન રાજાનું નોતરૂં મેલીને ભાજી વીદુરની ખાયછેરે ૩

શીવ શનકાદીક ઓર બ્રહ્માદીક વેદવીમલ યસ ગાયછેરે ૪
જમજબ સંતોમેં બીડ પડી ભારી અળવાણે પગે ધાયછેરે ૫
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ એવા ત્રીભુવનરાયછેરે ૬

## ૮૧

નાણું નાણું નાણુંરે રામ ભજતાં બેસે સું નાણું—ટેક
નામ લેતાં તારે દામ ન બેસે ગાવા ગોવીંદજીનું ગાણુંરે ૧
ન ખાતા હોયતો નબળા કેવાઇ જોઈ બસેરનું બાણુંરે ૨
છાનોછાનો કાળ ફીરે સીરઉપર આવશે ઓચીંતાનું આણુંરે ૩
દાસ દયો કહે રામ ભજીલ્યો ફેર ન આવશે આ ટાણુંરે ૪

## ૮૨

બોલમા બોલમાં બોલમાંરે સીતારામ વીના બીજુ બોલમાં—ટેક
સાકર સેરડીનો રસ મુકીને કડવો લીંબડો છોલમાંરે ૧
સાધુ પુરૂષનો સંગ મુકીને મુરખ આગળ ગુઝ ખોલમાંરે, ૨
હીરા માણેકનો વેપાર તજીને કાચ કથીરકું તોલમાંરે ૩
ગંગા જમનાનાં નીર મેલીને ખાડા ખબોચીયાં ખોળમાંરે ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાં ગુણ ચરણ કમલ ચીત છોડમાંરે ૫

## ભજન ૮૩

ભવીષ્યે માંડયું હોયતે થાય
ડાપણુ કોઇનું કામ ન આવે કરોને કરોડ ઉપાય—ટેક
બીમ અરજુન સહદેવ નીકુળ પાંચમા ધર્મ કેવાય
એવા પાંચોને દેખતાં સતી દરોપતી કેમ લુંટાય ૧
રામ જેવા સત્ય પુરૂષ કહીએ તે પણુ વનમાં જાય
સતી સીતાને કલંક ચડીયું રાવણુ સીસ રોળાય ૨
પરીક્ષતને જ્યારે રઢવા લાગી મૃગીયા રમવા જાય
બેઠા રૂષીને દુખીયારે કીધા સરપતણો ડસ થાય ૩
પરીક્ષત રાજાના જન્મેજય કહીએ તે પણુ ધર્મજ રાય
જગન કરતાં કન્યાને વરતાં અઢાર બ્રહ્મહત્યા થાય ૪
મંગળ મુરત સુભ ચોઘડીએ સુભ ગ્રહ લેવાય
જાણેલ જોશીડા જોશ જુવે તોય રંગ ભરી રંડાય ૫
હાણુ વરધીતે હરીને હાથે મુરખ મન મલકાય
કરનારોતે કરી રહ્યાછે અણુ સમજયા અથડાય ૬

૮૪

રામબાણ વાગ્યા હોયતે જાણે
બોલા મુરખા મનમાં સું જાણે—ટેક
ધરૂવને લાગ્યાં પ્રહલાદને લાગ્યાં ઠરી બેઠા જઇ ઠેકાણે
ગ્રભવાસમાં સુખદેવજીને લાગ્યાં વેદ વચન પરમાણે ૧
મોરધ્વજ રાજાનું મન હરી લેવા વાલો આવ્યા તે ટાણે
લઇ કરવત મસ્તક પર મેલ્યા પત્ની પુત્ર બેઉ તાણે ૨
મારાં બાઇ ઊપર કોપ કરીને બોલો રાણોજી ખડગ તાણે
વીખના પ્યાલા ગીરધરલાલે પીધા આરોગ્યા અમૃત ઠેકાણે ૩
નરસીમેતાની હુંડી સીકારી ખેપ ભરી ખરે ટાણે
આગલ સંત અનેક ઊધાર્યા એવું ધનો ભગત ઉર આણે ૪

૮૫

ગોવીંદ ગાજોને હરીજન થાજો
શંત શસુણામાં નાજોરે હવે ગોવીંદ ગાજો—ટેક
આજ આનંદની વાધીછે એલી કામ કરોધ દેજો મેલીરે ૧
પુરવ જન્મની સેવા ફળીછે ઉતમ દેહ મળીછેરે ૨
નરતન પામીને નરતું ન કરીયે વરતો વીઠલવરને વરીયેરે ૩

કાયા માયાને તું રંગે શું રાચ્યો રંગ પતંગનો કાચોરે ૪
રામ મળે એવા શણગાર શાજો એક મુઠીમાં સમાજોરે ૫
આંહી આવ્યા છો પાપને ધોવા કોઇના દોષનો જોવારે ૬
શરવ પદારથ દીધાંછે નાથે શાને દુખી થાવો હાથેરે ૭
શંત જાણી શેવા પ્રેમથી કરીયે દુખીયાના દુખ હરીયેરે ૮
એક રામ રહ્યા હ્રદીયામાં વ્યાપી જેણે નજાણીયા તે પાપીરે ૯
દાન દયા દીનતાને ધરસે લખીરામ તેથી ઉગરશેરે ૧૦

## ૮૬

છે સુખકારી સકલ દુખહારી
અગુણ સગુણ દેહધારીરે સંતછે સુખકારી—ટેક
આ જુગમાં સંત જેનેરે મલસે તેના હસે પુન્ય ભારીરે ૧
જો સુખ ઇચ્છોતો સાધુને સેવો બીજી નથી કોઇ બારીરે ૨
દુખીયા આવે કોઇ સાધુને શરણે તરત લેવે તેને તારીરે ૩
સાધુના સુખને જાણે તે જાણે જાણે તે માણે વીચારીરે ૪
હરી જનનો નીત સંગજ કરીયે થાયે સુધ બુધી સારીરે ૫
હરીજન હરીસું તરત મીલાવે અહં મમ દોષ નીવારીરે ૬
સાધુતે જનની નીંદા નકરીયે રામ ભજી સંસાર તરીએરે ૭
ક્રષ્નદાસ બીજા બીજાની જાણે જાણુ કરીછે મેં તો મારીરે ૮

## ૮૭

કહા માગું કહું થીર નરહાઇ દેખત નેતમે ચલ્યો જુગ જાઇ—ટેક
એક લખ પુત્ર સવા લખ નાતી વારાનણુ ઘર દીવોન બાતી ૧
લંકાસા કોટ સમુદ્ર સીખાઇ તારાવણકી મે ખબરન પાઇ ૨
આવત સગન જાત સગાતી કહા ભયો ઘર બંધે હાથી ૩
કહે કબીર અંતકી વારી હાથ ઝાડિ જેસે ચાલ્યો જુગારી ૪

## ૮૮

ઇસ તન ધનકી કોન બડાઇ દેખત નેનમે મીટી મીલાઇ—ટેક
આપને ખાતર મેલ બનાયા આપહી જાકર જંગલ સાયા ૧
હાડ જલે જેસે લકડેકી મોળી બાલ જલે જેસે ઘાસકી પોળી ૨
કહતકબીર સુણો રે ગુસંઇયા આપમુવા પછે ડુબગઇ દુનીયા ૩

## ૮૯

જીવને કાળ નહી છોડે (૨)
સોમાટે પ્રભુ ભજન તજીને અવરગીત દોડે—ટેક
પુષ્કળ પૈસો છે પાસે
પડયું રેસે સઘળુ ધન તારૂં નહી આવે સાથે ૧

કદી કોટી ધજ કેવાણો
તોપણુ તેને કાળન છોડે નર નીસ્ચે જાણો ૨
ધરમ બેઠો તું હારી
પાપી પાપ અમાપ કરયાંતે સી ગતી થાસે તારી ૩
પાણીના પરપોટા જેવો
પલકવારમાં પરલજ થાસે સમજ દેહ એવો ૪
સુધ સ્નેહ સ્યામથી રાખો
સુંદરજી ચીત ચાઈ કહે તમે રામ રસ ચાખો ૫

## ૯૦

સાંભળજો સામળીઆ વાલા (૨)
અમને મુકીને કયાંરે જાઓ છો નટવર નંદલાલા—ટેક
ગોવાલણુ જળ ભરવા ચાલી
ત્રટ જમુનાને તીર વાલે મારે બંસી લલકારી ૧
મોહનજી મથુરાં નવ જાસો
કંસરાય કપટી તેડાવે પછે પસ્તાસો ૨
કંસરાય પીટીયો છે પાપી
બેન બનેવી વસુદેવ દેવકીને કેદ આપી ૩

માટે નવ જાસો સ્વામી
તમને મારા સમ છે રાધે વલ્લભના સ્વામી ૪

૯૧

મારે ઘેર આવજો માવા સવારે ઢેબરૂં ખાવા રે—ટેક
બાજરાનાં બે ઢેબરા કીધાં તળતાં મુકયાં તેલ
આદુ કેરીનાં અથણાં પ્રભુ ભાવે રાંધી છે સેવ ૧
સાકરકોરાનાં રાયતાં કીધાં રીંગણાનાં બે શાક
કડકે પાપડ કાચરી પ્રભુ પ્રેમે વાર્યો છે પાક ૨
ગોરી દોવરાવું ગાવડી પ્રભુ દુધમાં સાકર ભેળ
પીરસું પ્યાલા પ્રેમનાં હુંતો રંગમાં ચાલ્યો રેલ ૩
દુઝાણાંની ભરતી પ્રભુ આયરીયાંનો વાસ
જે જોઇએ તે માગી લેજો દુધ દહીં ઘ્રત છાસ ૪
ફરીયામાં રમતાં દેખી ઘરમાં તેડી લઇશ
એમ કરતાં કુડી આળ નાખો તો જાઇ જસોદાને કઇસ ૫
આવી શકો તો આવજો વાલા મનમાં માની લઇસ
દયા કરો દીનાનાથજી પુરો પરસોતમ પ્રીત ૬

વલભના સ્વામીની વીનતી પ્રભુ કોઇ શીખે ને ગાય
પ્રીતી કરશે પ્રભુજીથી વેલા વઈકુંઠ જાય ૭

## ૯૨

લગારેક નંદના છઇયા આવોમારી ગાવડી દોવા રે—ટેક
ગાવડીતો પ્રભુ તમથી હેરાણી ખડ પુરો નવ ખાય
પાટું મારે આ પ્રેમની એને કોણ દોવાને જાય ૧
હીરવણીતો હાથમાં આલું માવજી મુઠીવાર
શાંજ સવારે નહી આવોતો તમને દેશું ગાળ ૨
વાત કરયાની હામછે પ્રભુ કીયા બેસીને કઉં
મહી વેચંતાં ઉભા ન રહીયે અમે સારા ઘરનો વઉ ૩
નદી કીનારે ઓરડા પ્રભુ આવના જાતા રોયો
ટકો પઇસો જે જોઇએ તો મુખથી માગી લીઓ ૪

## ૯૩

કાના હું ગોતતી તમને ઘણા દહાડે મળીયા અમને રે—ટેક
માખણ સારૂ માવજી વાલા નાચતાં મારે ઘેર
વનરાવનમાં એકલી મેલી વરાયા મોટા વેર ૧

આ ગોત્યાનો મશ કરીને ગોંદરે જાતી નીત
વલખી વલખી હું ફરૂં એવી કાના તારા પ્રીત ૨
મહેર કરી મારે મંદીર પધારો વાલા વાતડલી કઊં
હરીરામની વીનંતી પ્રભુ દાસી તમારી છઊં ૩

## ૯૪

જ્યારે એની વાંસરી વાગી ત્યારે હું ઝબકી જાગીરે—ટેક
ઝબકી જાગી લગની લાગી ચારે દીશા જોઊં
નીકરવાનો મારગ ન મળે ધ્રુશકે બેઠી રોઊં ૧
ઘરના કહે વઉ શુ થયું રોવા બેઠી કેમ
પ્રભુ જોયાની હામ ઘણી પણ સાસુને મોટો વહેમ ૨
વાંશડી તારી મોહીની કાના તેનું કરવું કેમ
રૂષી રાયની વીનતી પ્રભુ તમથી લાગ્યો પ્રેમ ૩

## ૯૫

જા ઘર કથા નહી કીરતન શંત નહી મીજમાના
તા ઘર જમડે ડેરાં દીધા શાંજ પડે શમશાના—ટેક
મેરા મેરી કરતાં મરી ગયો મુરખા મટયો ન માન ગુમાના

શંત પુરશોની શેવા ન કીધી કીશ વીધી હોય કલ્યાણા ૧
ફાલ્યો ફુલ્યો કયાં ફરે મુરખ કયા દેખ વત અંગા
પલક એકમાં છીન હો જાયગા જેસા રંગ પતંગા ૨
ગ્નાન ગરીબી પ્રેમ ભક્તિ જયાં શત્યના મગળ તાના
પ્રહ વેરાગે ગુરૂ ગમ જાગે તો ઘરહી હોય કલ્યાનાં ૩
જલ થલમાં પ્રભુ પુરા રહયા છે કયા જુદા કયા જુવાના
કહેત કબીર શુનો ભાઇ સાધુ છોડી દીઓ અભીમાના ૪

## ૯૬

મન મારૂ મુઝાય દીન ધંધામાં જાય ભક્તિ કરૂં કેમ શ્રી હરી—ટેક
શવારે ઊઠું પ્રાતશ કાળ શાથે રોતાં ઉઠે બાળ
એતો મોટું જંજાળ ૧
તેની કરૂં ખટ્ટપટ તેને છાનાં રાખુ ઝટ
તેને શમજાવું સટ ૨
ત્યાં તો દીન ચડી જાય પાઠ પુજા ન થાય
હવે કરૂં કાંઇ ૩
નારી કહે વચન ઘરમાં થોડું છે અન
કાલ કયાંથી ભોજન ૪

તમે કાંઇક લાવો શાહ તમે કેમ થયા રાંક
એમાં મારો શો વાંક ૫
નારી કહે એમ પેરવાને જોઇએ હેમ
તેનું કરવું તે કેમ ૬
એતો મોટું જંજાળ એને દેખીને ચઢે કાળ
એતો અગનીની ઝાળ ૭
કહે રામજી મહારાજ પુરો શેવકોના કાજ
રાખો ભકતોની લાજ ૮

૯૭

હાંરે તું તો જપીલેને જુગદીશ તારૂં ધનને યોવન જાયછેરે
ઓળખીલે આતમરામ તુને વારે વારે વાયછેરે
હાંરે તુને થાયછે મોટી હાણું હરી ભજયા વીના પાંપરારે
તારા કુટુંબને પરીવાર તુંને પુરણ વળગ્યા પાંપરારે
તારા કાળા મટીને કેશ માથે ધોળાં ખીજ આવશેરે
તુંને જરા દેશે જોર ભાણે ભોજનીયા કેમ ભાવશેરે
હરી ભજતાં લાગે લાજ જેણે ધારણા મેલી ધરમનીરે
તારાં પ્રગટયાં પુરણ પાપ તુને કાઇ ચડીછે કરમનીરે

તું માનને કીધું મુઢ પછે થાશે તુંને ઓરતોરે
તું તો કરે કુડા કામછે માગી વસ્તુ નથી વોરતોરે
તુંને મળીછે નઉતમ નાર સુવા સેજ હીંડોળા ખાટમાંરે
તારે કુટુંબને પરીવાર તુને વેરીએ લુટયો વાટમાંરે
તારી જુઠડા બોલી જીભ તેને વંશ કરીને વારજેરે
તારે આગળ જેનું છે કામ તેને સવેળાએ સંભાળજેરે
હાંરે તમે સાંભળો નરને નાર હેતે હરીને લુભાવજોરે
સુરદાસ કહે મહારાજ સુંદર ભલા મન ભાવજોરે

## ૭૮

હરી ભજન થકી છોટા હોય તે સઉથી મોટા થાયછે
ત્રણ તાપ ટળે જનમ મરણના સંકટ સરવે જાયછે
જુવો એકલ શીંગી હરણીનાં વેદ વ્યાસ વીના પરણીના
કહે સુત પુરાણી હોણ કરણીના ૧
જુઓ સુખદેવ કેરું મુળ શોધી જાતે પક્ષી સુરયો સોધી
થયો ઇશ્વર આપે અક્રોધી ૨
જુઓ માંડવીની મીંડકી માતા વસીષ્ઠ વેસ્યા વીખ્યાતા
એવા ચતુરાનન પંકજ જાતા ૩

જુઓ વાલ્મીકની વાત ખરી દ્રભ શાળમાં જેને દેહ ધરા
જેને સત કોટી રામાયણ કરી ૪
જુઓ દાસી સુતથી હીણુ પણું એનું પુંન્ય પવીત્ર ચરીત્ર ઘણું
થયા નારદ મન ગોવીંદ તણું ૫
જેમ મધ્યમ જળ ગંગામાં ભળે તે તો ગંગા સરીખુ થઇને ફળે
જેમ પારસ પરસ્યે લોહ ટળે ૬
જાત ભાતતો એ નવ જાણી હરી ભજેતે હરી સરખા પ્રાણી
કહે પ્રીતમ ઓળખો એંધાણી ૭

## ૯૯

હરી ભજન વીના રાંક થઇને રોસો રાણા રાજા
અહી અમલ મળ્યો સો જે આવે માનો તાજા—ટેક
દુરબળને ત્રાસ ઘણી દયોછો લોકોનું ધન લુંટી લ્યોછો
ભોગ ભય દાયક શું ભોગવો છો ૧
અન્યાયે અવળા ચાલોછો મન માને તેવું માલોછો
સઉને કંટક સરીખા સાલોછો ૨
કહ્યું વેદ તણું તો નથી કરતાં પ્રભુ કોપ થવાથી નથી ડરતાં
ભંડાર ઘણા અઘના ભરતાં ૩

રખડીયા સીર રાવણ જેવાના તેમ રાજ રહ્યા નહી તેવાના
મુળ ઉખડી ગયાછે એવાનાં ૪
આદુનીઆમાં જે દુષ્ટ થયા તે અપજશ લઇને અધમ ગયા
ભંડાર ભરેલા ધરયા રયા ૫
આદુરલભ નરની દેહ ધરી સમજી આવ્યાતે સત સંગ કરી
કહે છોટમ તેનર બેઠા ઠરી ૬

## ૧૦૦

ધન આજની ઘડી સંત પધારી અમે પાવન કીધા
અતી આનંદ અપાર દયા કરીને અમને દરસન દીધા—ટેક
હરીજન હરી સરખા હેલી એને મળીએ મરજાદા મેલી
થાય દરસનથી આનંદ એલી ૧
સંત સરણે જાઇયેતો સુખ ઘણું ડગલે ડગલે ફળ જગ્ન તણું
એની સેવાના ફળ સારે ઘણું ૨
સંત વઇકુંઠપતીને અતી પ્યારા સંત રામના રસ પીનારા
એવા સંતથી નથી હરી ન્યારા ૩
સંત ભેટે ભવ દુખ દુર પળે પરમારથ પણે પરી બ્રહ્મ મળે
માનું લક્ષ ચોરાસીનું દુખ ટળે ૪

કહે પ્રીતમ પુરવના પુન્ય ફળ્યા જેને આંગણે હરીજન આવી મળ્યા
તેને ઉર આનંદના ઓઘ વળ્યા ૫

## ૧૦૧

અગ્નાની રે જીવ સત સંગ કરે પણ રંગ ચડે નહી
એમ દમે સરીર પ્રભુ મળવાનો મારગ તોય જડે નહી—ટેક
જેમ પથ્થર પાણી નવ ઝરસે તેને ટાંકેતો અગ્નિ વરસે
એવા સાકટને સત કેમ દરસે ૧
સાકટને સત સંગ કેમ ગમસે ઉંધે ઘડે તે ઉદક કેમ ભરસે
શુધ પાત્ર વિનાં રસ કેમ ઠરસે ૨
જેમ મેંડક કમળ પાસ રહે પણ કમળ તણી વાસ નવ લહે
વાસ કમળ તણી તે ભમર લહે ૩
તરૂ ચંદનથી ચંદન જેવા બીજા વાંસ એરંડા રહ્યા એવા
તેને નહી કાંઇ લેવા દેવા ૪
તે વેદ પુરાણ ઘણા સાંભળે તેનાં મનની દુબ્ધ્યા નવ ટળે
અંતે જઇ ચોરાસી માઇ ભળે ૫
કહે પ્રીતમ સમજે સુખ થાસે તારા જન્મ મરણનું દુખ જાસે
સુખ ચીત થયા વઇકુંઠ પાસે ૬

## ૧૦૨

અહા દુધ પીતા દીકરીને વેંચીને ધન લેવા ધારમાં
દઈ ડોસાને રંડાપો આલ્યોરે કન્યા દાનમાં—ટેક
તારે રૂવે રૂવે કીડા પડશે તારી છાતીપર જમડા ચડશે
ધગ ધગતાતે ખીલા ચાંપડશે ૧
તારા ગાત્ર ગળત કોઢે ગળશે ઘરમાંથીતે ખાસાનું ટળશે
વાવેલા વીખ વૃક્ષ ફલશે ૨
કોઇ બળદ બીજુ ન મલ્યું તુને તેથી ખાતર તેં દીધું ખુણે
તુંને શાંભળી દુનીઆ આખી દુણે ૩
એ ડોશો ચાલે દંડ પડે થોડું ચાલે ત્યાંતો થાક ચડે
એઆંટી આવે અથડાઈ મરે ૪
એ સાથે કન્યા ચોરી ચડી જોવા મલ્યાછે જન તે ઘડી
તારી છાતીતે ફાટી કેમ ન પડી ૫
એ આંધળો આરશીને શું કરશે એતો રોઇ રોઇને મરશે
કાંતો વાવ કુવામાં જઇ પડશે ૬



## ૧૦૩

રાજી ઘરબાર શારૂ મીથ્યા કેહે મારૂ મારૂરે
તેમાં નથી કાંઇ તારૂંરે પામર પ્રાણી
ચેતતો ચેતાવું તુનેરે પામર પ્રાણી—ટેક
તારે હાથે વપરાશે તેટલુંજ તારૂ થાશે
બીજુ તો બીજાને જાશેરે ૧
માંખીઓએ મધ કીધું ન ખાધું ન ખાવા દીધું
લુટનારે લુંટી લીધુંરે ૨
ખંખેરીને હાથે ખાલા ઓચીતાનું જાવું ચાલી
કરે માથા ફુટ ઠાલીરે ૩
હાથમાંથી બાજી જાસે પછેથી પસ્તાવો થાશે
કહ્યુ નકરી શકાશેરે ૪
ખોરામાંથી ધન ખોયુ ધુળથી કપાળ ધોયું
જાણુ પણું તારૂં જોયુંરે ૫
દેવનાઇ મણી દીધી તેની શી કીમત કીધી
મણી શાટે મશ લીધીરે ૬
હજી હાથમાંછે બાજી કરી લ્યો પ્રભુને રાજી
મુડી તારી કર તાજીરે ૭

મનનો વીચાર તારો મન માંહી રહી જનારો
વળતો ન આવે વારોરે ૮
નીશરયો આ શરીર માંથી પછી તું માલેક નથી
દલપત કહેછે કથીરે ૯

૧૦૪

જાયછે જગત ચાલી તેમાં સુ એહા માલી
વાતો કરે કાલી કાલીરે એ જીવ જોને—ટેક
જોને તું પાટણ જેવા શારા હતાં શહેર કેવાં
આજેતો ઉજડ એવારે ૧
રૂડા રૂડા રાણી જાયા મેળવી અથોક માયા
કાળે તેની પાડી કાયારે ૨
કોઇતો કેવાના કેવા આભના આધાર જેવા!
ઊડી ગયા એવા એવારે ૩
હજારો હાકમ હતા ખમા ખમા શઉ કેતા
વીશ્વમાંથી ગયા વેતારે ૪
જુવાનને જાતાં જોઇ રાખી નવ શકયા કોઇ
રહ્યા શરવે શગા રોઇરે ૫

જગતમાં ખુબ જામ્યો વેર લઇને વરામ્યો
તોયતો મરણ પામ્યોરે ૬
શીતળ જેની છાંયા હતી રૂડી જેની કેવાઇ મતી
વયા ગયા ક્રોડો પતીરે ૭
આવો નર દેહ પામી જાણી લેજો અંતર જામી
રામ ભજ્યાં વીનાં ખામીરે ૮
નેક નામદાર નામે ઠેરયા જાઇ શમશાન ઠામે
દીઠા દલપત રામેરે ૯

## ભજન ૧૦૫ મું

અવતારી છો ગીરધારી તમપર વારી હો શુખકારી શુંદર શ્યામ
વ્રજનારી શરવે વીશારી કુંજ વીહારી નીત્ય મે છે તમારા નામ—ટેક
પાવાથી ગાવાથી શાને શમજાવાથી નાવાથી જમનાના નીર
ઝટપટ બોલવાથી વશકીધા જાવાથી ખાવાથી ચોરીને ખીર ૧
મધુવનમાં ગોવનમાં મુનીજનમાં અંગનમાં ઇશ્વર દીઓછો આપ
દરશનમાં પરશનમાં મધુરી મુખલાવનમાં તનમનનાં ટાળો છો તાપ ૨
ખળમાંથી કળમાંથી છળમાંથી જળમાંથી હાથી રાખ્યો કુશીયાર
તળમાંથી થડમાંથી કઉરવના દળમાંથી પાંડવોનો ઉધાર ૩

શુખકરવા દુખહરવા ફરીન અવતરવા રંકની સુણુજો રાવ
કુતશરવા ચીતઠરવા જમડાથી નહીંડરવા ભવતરવા પોગળભાવ ૪

## ભજન ૧૦૬ મું

શ્રી રામને ભજીને લાવો લીજીએરે
સુખે રામ કૃષ્ણ રામ કૃષ્ણ કીજીએરે—ટેક
તારો અવસર પલે પલ જાયછેરે
તારા ઘટમાં બેઠો કાળ ખાયછેરે ૧
તારૂં જોબન જાસે ને જરા આવશેરે
ભાણે ભોજનીઆ નહી ભાવસેરે ૨
તારા વાલાતે વેરી થઇ લાગસેરે
તારી દેહી દેખીને દુર ભાગસેરે ૩
કોઇ ધરમ કરેતો આડું આવસેરે
તેતો જમના માર મુકાવસેરે ૪
સખી રામદાસ કે છે નર નારનેરે
અંત સેવી ઉતરો ભવ પારનેરે ૫



## ભજન ૧૦૭ મું

મારે આજ આનંદનો દીનછેરે
હરીની ભક્તી કરે તેને ધનછેરે—ટેક
વાલે નરસી મેતાને હાર આપીયોરે
ધ્રુને અવીચળ કરીને થાપીયોરે ૧
વાલે નામાની છાપરી છાયછેરે
સુદામાની વીયા સુખ પાયછેરે ૨
વાલા વીખડા નીવારયા મીરાંબાઇનારે
લાજ રાખી સંસારીયામાં જાઇનેરે ૩
ગુરૂ પ્રતાપે ભીમદાસ બોલીયારે
મારા અંતરના પડદા ખોલીઆરે ૪

## ભજન ૧૦૮ મું

બેનો વ્રજમાં વાતું તો એવી થાયછેરે
મારો વાલો મથુરામાં જાયછેરે—ટેક
રથ જોડીને અક્રૂર આવીયારે
તમે સા સા સમાચાર લાવીઆરે ૧

સખી વૃજની સુંદરી ભેળી થઇરે
રથ રોકીને આડી ઉભી રહીરે ૨
અમે મેતા નરસીયાના સાથમાંરે
અમે છઈએ હરી તમારા હાથમાંરે ૩

## ભજન ૧૦૯ મું

મથુરામાં હરીને જાવા નઇ દઇરે
અબળાનું મોહનજી માનો કહ્યુંરે—ટેક
જેમ કેસો તેમ કરી થાપશુંરે
કુબજાથી અધીક સુખ આપસુંરે ૧
એમ કેતાં અમારા કહ્યા નહી કરોરે
અમને મારીને પછે ડગલાં ભરોરે ૨
સરવે સુંદરીને સાથે તડસુ રે
કહે ગેમલ પછે રથ ખેડસુ રે ૩

## ભજન ૧૧૦ મું

ક્રોધનો ભારન રાખે મોરારી આપે વ્યાજ સોતા ધનવારી
સુદામાના તાંદુલ લીધા એના મોહ ક મનના કીધારે ૧

દરોપતીનું આવ્યું ટાણું ચીર પુરયા નવસો નવાણું ૨
પાટો બાંધીને પીડા જાણી ચીર પુરયાંની એંધાણી ૩
ગોવાડીએ ઓછવ કીધો વાલે કરપર ગોવરધન લીધો ૪
કુબજાનું ચંદન લીધું એનું રૂપ અનુપમ કીધું ૫
સવરીનાં બોર લીધા વાલે વાસ અભેપદ દીધા ૬
જમ્યા વીદુરને ઘરે ભાજી ભકત જાણીને કીધાછે રાજી ૭
જેનું લીધું તેને પાછું દીધું તેમાં પરમારથ સું કીધું ૮
ધન ધન નરસીયા ની વાણી એમ બોલ્યા સારંગ પ્રાણી ૯

## ભજન ૧૧૧ મું

તમે નામ નારાયણનુંરે લેતાં ડરસોમાં
તમે ડરતા હોતોરે ફરીને કોઇ લેસોમાં—ટેક
શંશારીડા કેછેરે ભગતડા ભુંડાછે
તમે ભુંડાન જાણજોરે ભગતીના મુળ ઉંડાછે ૧
શંશારીડા કેછેરે ભગતડા કાલાંછે
તમે કાલાંન જાણજોરે પ્રભુને બહુ વાલાછે ૨
શંશારીડા કેછેરે ભગતડા ઘેલાંછે
તમે ઘેલાંન જાણજોરે પ્રભુને મન પેહેલાંછે ૩

## ભજન ૧૧૨ મું

હરીજન જપો હરીનું નામ તેને કાળ કરે સલામ—ટેક
રામ ભજનમાં રાચે નહીને ઉતર દીએછે આડા
મરી મરીને ફેર અવતરે અંતે સરજે પાડા ૧
ભારજ ખાણું બોજ ઉઠાવે એમાં હીમત રાખે
રામ ભજનમાં રહે આળસુ છેવટ નરકે નાખે ૨
નીંદામાં નવરો નહી રેવે હરી ભજનમાં ઝોલાં
ચોરાશીનાં ખાડા ભરવા અંતે સરજે ગોલા ૩
પરમારથમાં પગ ભરે નહી સવારથમાં મોટાં શુરા
ધીક પાપીના પેટને સરજે જળના પુરા ૪
નેણુ દીધાં પણુ નરખી નજાણ્યુ બોલી નજાણ્યું બકે
મોક્ષ બારણુ મેલી દીધુ ચોરાસીને પકે ૫
વખત જાયછે વહુથી દાખતું શીખામણુછે ભેલી
દાસ દયો કહે માની લેજો મત મરજાદા મેલી ૬

## ભજન ૧૧૩ મું

જનુની જીવોરે ગોપીચંદની પુત્રને પેરાવ્યે ભભરાખજી
ઉપદેશ આપ્યો એણી પેરે લાગ્યો સંસારીડા આળજી—ટેક

ધન ધનરે માતા ધ્રૂવ તણી કિધાં કડવું વચનજી
રાજ સાજ સુખ પરહરી વેગે ચાલીઆ વનજી ૧
બત્રીસ ત્યાગ ભગ્થરી તણો તજી સાતસેં નારજી
મંદીર ઝરૂખા મેલી કરી આશણુ કીધેલ બારજી ૨
છડી ! સરૂ ઉઠીઓ બહુ બોલાવ્યા ગોવિંદજી
તેનેરે દેખી ત્રાસ ઉપનો લીધો ફકીરી છોડયા ફંદજી ૩
એ વઇરાગને જાઉ વારણે બીજા ગયારે અનેકજી
બાપારે મુંડા અવની ઉપરે ગણતાં ન આવે છેકજી ૪
કહા કહું કુળ રાવણુ તણું શગર સુત સાઠ હજારજી
ના રહ્યું નાણું રાજા નંદ તણું સરવે સ્વપન વેચારજી ૫
એવા છત્ર પતી ચાલ્યા ગયા રાજ મુકીને રાજનજી
દેવ દાનવ મુની માનવી સરવે જાણીને સ્વપનજી ૬
સમજી મુકોતો સારૂં ઘણું જરૂર મુકાવશે જમજી
નિષ્કુળા નંદ કહે એ નહી મટે સાચુ કહું ખાઇ સમજી ૭

## ભજન ૧૧૪ મું

સુખ દુખ મનમાં ન આણીએ ઘટ સાથેરે ઘડીયાં
ટાળ્યાં તે કોઇના નવ ટળે રઘુનાથના જડીયાં—ટેક

પાંચ પાંડવ પીના તણાં છઠી દ્રોપદી રાણી
બાર બરસ વન ભોગવ્યા સેજે નીદ્રા નઆણી ૧
નળ રાજા સરખો નર નહીં દમયંતીરે રાણી
અરધે ચીરે આથડયાં નમલ્યાં અનકે પાણી ૨
હરીશ્ચંદ્ર સરખો રાજેશ્રી તારામતીરે રાણી
સત્યને માટે વેચાઇ ગયા ભરયું નીચ ઘેર પાણી ૩
સીતાજી જેવા મહા સતી જેને રામચંદ્ર સ્વામી
રાવણ હરણ કરી ગયો સતી મહા દુખ પામી ૪
હનુમાન સરખો મહા જતી જેને નજર કછોટો
જાણ્યુ તું રાજ આપશે આપો તેલ કટોરો ૫
સો પુત્રો ધતરાષ્ટના ગંધારીરે નારી
વીપત પડી જયારે તેમને સો નાખ્યાછે મારી ૬
સરવે દેવને જયારે દુખ પડું સમરયા અંતર જામી
બાવડ બાંગીરે બુધરે મેતા નરસીના સ્વામી ૭

## ભજન ૧૧૫ મું

દુસરો કોન સુખદાઇ શામ વીના દુસરો કોન સુખદાઇરે–ટેક
ધીરજતા ધરૂવની દીઠ ચારી અવીચળ પદવીઓ આઇરે
ઝુડે જળદી પકડયો ગજકુ છીનમે લીયો છોડાઇરે ૧

પ્રલ્હાદની અતી પીડા પીછાણી પ્રગટ ભયે સ્થંભ માંહીરે
હીરણ્યાકશીપુ માર્યો હરીએ નરસિંહ રૂપ બનાઇરે ૨
પાંડવકું લાખાગ્રહ જ્યારે તાકુ લીન બચાઇરે ૩
પંચાળીનાં ચીર પુરનકુ ધીરજ તજી હરી ધાઇરે ૩
જ્યાં જ્યાં ભીડ પડે ભગતનકું ત્યાં ત્યાં હોત સહાઇરે
દયાનંદકો નાથ દયાળુ ભજો ભાવ ઉર લાઇરે ૪

## ભજન ૧૧૬ મું

અપરંમપાર પ્રભુ અવગુણ મેરા માફ કરોને મોરારીરે—ટેક
દયા ધરમની વાત ન જાણું અધરમનો અધીકારીરે ૧
પાપી પુરો જુઠા બોલો બહુ નીરખું પરનારીરે ૨
સાધુ ધુત્યા બ્રાહ્મણ ધુત્યા ભક્ત ધુત્યા ભારીરે ૩
માત પીતા મેં બન્ને ધુત્યા ગરીબનકું દીઆ ગારીરે ૪
ભજન થાય ત્યાં નીંદ્રા આવે પરનીંદા લાગે પ્યારીરે ૫
મીથ્યા સુખમાં આનંદમાની બહુ રહું હુશીઆરીરે ૬
સંસાર સાગર મહાજળ ભરીયો ચોદીશા ભરીઓ ભારીરે ૭
તુલશીદાસ ગરીબકી વિનંતી અબતો લીઓ ઉગારીરે ૮

## ભજન ૧૧૭ મું

રઘુવરકી સુધી આઇ આજ મોહી રઘુવરકી સુધી આઇરે—ટેક
રામજી વીના મેરી સુની અજોધા લક્ષ્મણ વીના ઠકુરાઇરે
સીતાજી વીના મેરી સુની રસોયું કહેત કઉસલ્યા માઇરે ૧
આગે આગે રાજા રામજી ચલતહે પીછે લક્ષ્મણ ભાઇરે
બીચમે બીચમે સીતાજી ચલતહે ચીત્રકુટપર આઇરે ૨
બત્રીશ ભાતનાં ભોજન જમતાં પોઢંતા પલંગ બીછાઇરે
હવે કાંકરી ઉપર કેમ ચલાશે ફુલ ફુલ ફળ ખાઇરે ૩
બાદલ વરસે ને બાદર ગાજે પવન અને પરવાઇરે
ઇણુ અવસરમેં ત્રણે ભીંજતહે રામ લક્ષ્મણુ સીતામાઇરે ૪
કેકઇને કઉશલ્યા કહતહે આ મતી કોને શીખાઇરે
રાજા દશરથજી પ્રાણુ તજતહે કેકઇ મન પસ્તાઇરે ૫
રાવણુ મારીને રામજી પધાર્યા ઘર ઘર હોત વધાઇરે
માતા કઉશલ્યા આરતી ઉતારે તુલશીદાસ જશ ગાઇરે ૬

## ભજન ૧૧૮ મું

સુન નાથ અરજ અબ મેરી મેં શરણુ પડા પ્રભુ તેરી—ટેક
તુમ મનુષ્ય તન મોહે દીના નહી ભજન તુમારો કીનાજી

વિષયોને લઇ મતી ઘેરી ૧
સુત દારા દીક પરીવારા સબ સ્વારથકા સંસારાજી
જીન હેત પાપ કીયે ઢેરી ૨
માયામેં જીવ ભુલાના નહી રૂપ તુમારો જાનાજી
પડા જન્મ મરણુકી ફેરી ૩
ભવસાગર નીર અપારા કર કૃપા કરો પ્રભુ મારાજી
બ્રહ્માનંદ કરો નહી દેરી ૪

## ભજન ૧૧૯ મું

નહી છોડે કાળ કસાઇ કીયાં જાશે તું સંતાઇ—ટેક
રાજા રંક દેવ દાનવને ખુબ ગયો છે ખાઇ
એ નીરદયની આગળ અંતે ચાલે શું ચતુરાઇરે ૧
ધન જોબનનાં માઠા મદમાં કેમ રહયો મરડાઇ
કોઇ સહાયતાં કામ ન આવે જુઠી સરવ સગાઇરે ૨
ઊંધું જોઇ રહયો શું અંધા ઘરમાં મુંઢ ભરાઇ
મેં મેં કરતાં માનવ મેંઢા પીંડ જાશે પકડાઇરે ૩
બચવું હોય હવે જો બોધા બારે રાખ ભલાઇ
કેશવ હરીનું સરણુ ગ્રહી લે એ નીરભય પદ પાઇરે ૪

## ભજન ૧૨૦ મું

મન મેલ હવે મગરૂરી રહી જાશેવાત અધુરીરે—ટેક
રખડાવી મારે છે મૃગને જેમ કુટીલ કસ્તુરી
તેજ દશા તારી થવાની સમજી લેતો સબુરીરે ૧
સારૂં નરસું કેમ ન દેખે ટેવ પડી અતી બુરી
કેશવ અંતે એ પથેથી પડસે પાડા પુરીરે ૨

## ભજન ૧૨૧ મું

સ્વામી રામચરણ ભારી તાકે પદ બંદન કીયેસે મીટેજનમમારી–ટેક
દેશ મેવાડમાં સુભ ધામ સાયપુરાહે શહેરતીયાં
રામ સનેહી સલામ ૧
સ્વામી આપ ભયે એસે ધર્મ કાજ અવતાર લીઓ
તમે સનકાદીક જેસે ૨
તાકે શીષ્ય ભયે ભારી મુરલીરામ મહારાજ ગુરૂજી
સમૃથ અવતારી ૩
રામચરણ મહારાજા કલ્યાણદાસની વીનતી
પ્રભુ રાખો મમ લાજા ૪

## ભજન ૧૨૨ મું

જગતમાં ગુરૂ છે મોટા (૨)
તારું કૃપા કટાક્ષ વીના સબે ભર્મ ગોટા—ટેક
ગુરૂ આપ સુખકારી નારદજીકી મેટી દીધી ચોરાસી બારી ૧
ગુરૂદેવ શરણુંઆવે ચોરાસીનાં દુખ મેટી અભય સુખપાવે ૨
ગુરૂ જેરામદાસ શરણા કલ્યાણદાસની વીનતી
સ્વામી મેટો મમ મરના ૩

## ભજન ૧૨૩ મું

હાંરે ક્રોધ કારોરે ક્રોધ કારો
હાંરે બહુ સમઝીને ક્રોધનું મો બારોરે—ટેક
હાંરે ક્રોધ ન કર્યાનું કામ તે કરાસે
પછી પસ્તાવો પેટ બરી થાસેરે ૧
હારે ક્રોધ રોગીંગ ભયંકર ભાસે
ક્રોધ વાલામાં વેર વઈ વાસેરે ૨
હાંરે ક્રોધ ભડકો છે આગ કેરો બારી
તેથી ચેતીને ચાલજો વીચારીરે ૩

હાંરે ક્રોધ જાણો જમપુર કેરૂં બારૂં
જાશે નરકમાં ક્રોધ કરનારૂંરે ૪
હાંરે ક્રોધ કરસો નહી કોઇ કામે
દીધો ઉપદેશ દલપતરામેરે ૫

## ભજન ૧૨૪ મું

હાંરે જીવ પાપીરે જીવ પાપી
કુડી કલ્પના હજુ નવ કાપીરે—ટેક
હાંરે દોષ બુધીએ દેખે પરદારા
તારી આંખોમાં ઘાલશે અંગારારે ૧
હાંરે તારા હીણી વાતે કાન છે હડીલા
માગે અણીદાર ખેરનાં ખીલારે ૨
હાંરે પરનીંદા તુંને ગોળ જેવી લાગે
તારી જીભડી જરૂર ડામ માગેરે ૩
હાંરે તું તો ન્યાલ થયો મેળવીને નાણું
તારૂં ખોરો જોને ઠેકાણુંરે ૪
હાંરે તારૂં મન ભુત એણીપેરે ભટકે
કબીરાજના સંત જોઇ ખટકેરે ૫

## ભજન ૧૨૫ મું

નંદક તું મતી મરજોરે મારી નીંદા કરેલા કોણ—ટેક
નંદક વાસ વસાવસુંરે આંગણ કરી ચણાય
બીન પાણી બીન સાબણે મારો મેલ ધુવે ધુપ જાય ૧
ધોબી ધોવે કપડાં ને નંદક ધોવે મેલ
ખેંચ ખાંચ શીર લે ચલ્યોરે જેમ વણઝારાનો બેલ ૨
નંદક તોય છાબાશ હેરે ભરી સભાકે માંય
રામ નામ તુ વીસરી ગયોને નીંદા વીસર્યો નાહી ૩
નંદક તું મતી મરજો મરજો તારો પુત
જીવતાં થાસે આંધળો ને મુવાં થાસે ભુત ૪
નંદક તું ગળી જાવસેરે જેમ પાણીમાં લુણ
દાસ કબીર કહે રામછેરે નંદક તારે કુણ ૫

## ભજન ૧૨૬ મું

મનવા સમજી લેને વીર
સાંકડી શેરીમાં તને ચડવું પેસે તીર—ટેક
નુગરા નર કોઇ મતી મલોરે પાપી મલો હજાર
એક નુગરાકા સીસ ઉપર લખ પાપીકો ભાર ૧

નુગરા નરતો હરી ભજેરે દીનમે સો સો વાર
નગર નાથકા સત કરે વાજરે કુણુ કીરતાર ૨
ગુરૂ બીન માળા ફેરતારે ગુરૂ બીન દેતા દાન
ગુરૂ બીન દાનસો નીસફળ જાસે પુછો વેદ પુરાણુ ૩
સોભાકી માળા સબ કોઇ રાખે પણુકી ફરે નાંહી
જ્યું વીખવાકો ઝાલરોરે લટક રહયો ગળા માંહી ૪
રામ કૃષ્ણ સે કોન બડાહે તેણે પણુ ગુરૂ કીન
તીન લોકકા નાથ કહાવે ગુરૂ આગે આધીન ૫
કહેવા સુણુવા ગુરૂ કીયારે નહી ગુરાંકે સારે
કરણી કરસે મન મતે તો જાસે જમકે દુવારે ૬
બ્રમ્હ જોગ સર ગુરૂ બીનારે લાગા હરીકી સેવ
વઇકુંઠાસે પાછા ફેર્યા એ દેખો સુકદેવ ૭
જનક વીદેહી ગુરૂ કીયારે સીસ હોઈ કીની સેવ
કહેત કબીર સુનો ભાઇ સાધો આઈ મીલો સુકદેવ ૮

## ચાબખો ૧ લો

જીવને સ્વાસ તણી સગાઇ ઘરમાં ઘડી ન રાખે ભાઇ
બાપ કહેછે બેટો હમારો માતા મંગળ ગાઇ

એની કહેછે બંધવ હમારો ભીડ પડે ત્યારે ભાઇ ૧
લીંપ્યું ગુંપ્યું એનું આંગણુંને કાઢવાની વેળાથઇ
અડશોમાં તમે અભડાશો એમ લોક કરે ચતુરાઇ ૨
ઘરની નારી ઘડી ન મુકતી અંતે અળગી થઇ
ભોજો ભગત કહે કંથ વોળાવીને તરત બીજાને ગઇ ૩

## ચાબખો ૨ જો

મુરખો રળી રળી કમાણો માથે મેલશો મોટો પાંણો–ટેક
ધાઇ ધુતીને ધન ભેગું કીધું કોટીધ્વજ કેવાણો
પુન્યને નામે પાઇ ન વાપરી અધવચથી લુંટાણો ૧
ભર્યા કોઠાર તારા ધર્યા રેશે સાથે ન આવે એક દાણો
શમસાનનીરાખમાંરોળાઇગયાપછે કોણુરંકનેકોણુરાણો ૨
મંદીર માળીઆં મેલી કરીને નીચે જઇ ઠેરાણો
ભોજો ભગત કહે મુવા પછે જીવ ઘણો ઘણો પસ્તાણો ૩

## ચાબખો ૩ જો

અક્કલવીનાં આડું કેમ બોલો મરી જાવું જમ દેસે ટોલો–ટેક
ઠગબાજીને ઠેકડી આતો ઘણી કરે ગોલો

મુરખો જાણે મારે મરવું નથી પણ પીટાઇ જાસે પેલોરે ૧
હેડીતો તારી હાલી ગઇ પછે દેહ થઇ ગઇ ડોલો
મુરખો મનમાં મરડાઇ હાલે પાઘડ બાંધે પોલોરે ૨
નરકનાં કાગડા બહુ વસમા છે નહી સહેવાય ટોલો
મોજે ભગત કહે ગુરૂ પ્રતાપે મુખથી રામ બોલોરે ૩

## ચાબખો ૪ થો

આતમસુખ ધુંવરની એલી જીવડા જાવું મમતાને મેલી—ટેક
કુટુંબ કબીલો કુડીકુડી બાજી સ્વારથની ગેલી
જીવને જમડા લઇ જાસે પછે બેડા રહેસે એલી ૧
ઘરની ત્રીયાએ ધાંધો કીધો પછે વાત પુછવા વેલી
સાંચ્યું સંઘર્યું તમે કેતા જાજો બોલી માયા કયાં મેલી ૨
બાંધણુ મેલ્યું તે ઉભરાઇ જાસે એની વાર કરજો વેલી
મોજે ભગત કહે પ્રભુ ભજ્યાવીનાં જાવું જરૂર મેલી ૩

## ચાબખો ૫ મો

મુરખા રામભજીલે મુવા રોતલતુંછેમુરગીમુડીનો ખોતલ—ટેક
અનેક જન્મ તારા આગળ ગયા તે જાગી જોને મુવા સોતલ

મનખાદેહી જેવું મહાપદારથ ખબર વીનાના ખોતલ ૧
હરીરસ તુંને ગમતો નથી ને જાગિરીઆનો જોતલ
સુરખથી શું મીઆઇ કરે તું સંતનો વગોતલ ૨
ગળકેરાં દુધતો ઢળાતાં મેલ્યાં સુવાનીનો દોતલ
આંબાનું ઝાડવું ઉખેડી નાંખી બીજ બાવળીયાનું ખોતલ ૩
પોતાની દેહમાં મેલ પુરણ ભરીયા પારકા મેલનો ધોતલ
કહેકરસનદાસ હરીને ભજ્યો આગળ નહી કોઇ ધોતલ ૪

## ભજન ૧૨૭ સું

મથુરામાં શ્રી કૃષ્ણ પ્રગટયારે વસુદેવ દેવકીને ઘેર આવ્યા
ત્યાં વાલે નારદને બોલાવ્યા નારદજીએ કંસને ઉપદેશ કીધા
ડેરા વાલે ગોકુળમાં દીધાંરે મ—૧
કન્યા એક આકાશે ઉડીરે આકાશમાં શબ્દ એવો થયોરે
કંસતો સામું જોઇને રહયો વેરી તારો ગોકુળમાં ગીયોરે ૨
ઘેરઘેર આનંદ ઓચ્છવ થાય ઘેરઘેર માનુની મંગળ ગાય
બધા જાદવ મળવા જાય આરતી ઉતારે જસોદા માય ૩
ત્યાંકણ કંસનાં તેડા જાય ગોપી કહે નહી મેલું કેડોરે
હરીમારા રૂદીયાઉપર રથખેડા સાથેહરી હળધરજીને તેડો ૪

પ્રથમવાલે કેશરીદઇતનેમાર્યો પછેઅગાસુરબગાસુરનેતાર્યો
પછીમાસીપુતનાને સંહાર્યો કંસતોમનમાંરહ્યોછે હાર્યો ૫
બ્રહ્મા વાછરૂ હેરાને જાય ઇંદ્રને ક્રોધ ઘણેરો થાય
બારે મેઘ બોલાવી લીધા ગીરીવર ગોકુળ ઉપર કીધા ૬
રેન સરદ તણી અતી સારી તેડાવી વ્રજ તણી નારીરે
ગોપીઉંનામનમાંઆનંદભારી રાસમાંપધાર્યાગીરીવરધારી ૭
વાલેમારે છ મહીનાંની કીધીરાત પ્રભુજીએહેતે રમાડયાંરાસ
એતો હતા પોતાનાં દાસ શોભા જોઇને કહેછે હરીદાસ ૮

## પ્રભાતીયું ૧ લુ

વેરાગનાં પદને વીધન આડાં ઘણાં જોખમ આડાં ઘણાં
કઠણુ બંધ કામનાં કોક છુટે—ટેક
કનક અને કામની ચોકી આડી સ્યામની
રામની રમત તો તેજ લુંટે ૧
પરવરતીને વંસ થીયો ભગતી ભુલી ગયો
નારીયે નેણનાં બાંણુ મારીયાં ૨
જોગ લીધા પછી ભોગ ઇચ્છા કરે
હાથ આવી બાજી એમ હારીઆ ૩

કામનું મુળ ને કલ્પના જાણજે
ભ્રમ અને કર્મની ગાંઠ બાંધે ૪
સોળ સંતાપનાં સોબા લીધાં વીનાં
જન્મ અને મરણનાં રોગ બાધે ૫
મુળ વેરાગમાં મન જેનું ગળ્યું
વળતી તે વાસના નવ ડોલે ૬
મુળદાસ કહે સંત સમજે ખરા
વેદ વાયક તો એમ બોલે ૭

## પ્રભાતીયુ ૨ જુ

પ્રાત ભયો મનમોહન પ્યારે પ્રીતમ શું રહ્યા પોઢીને—ટેક
બહુરૂપી દરવાજે ઉભા શંકર નેજા ખોડીને
મુખડા જોવાને આતુર મનમાં તમે શું રહ્યા ઓઢીને ૧
ઘેરઘેરથી ગોવાલણુ આવી દરશન કરવા દોડીને
આંગણીએ ઉભી વૃજવનીતા મહીડાં વલોવવા છોડીને
ભઇરવ રાગ મુનીજન ગાવે તાન મનોહર તોડીને
બ્રહ્માનંદનો નાથ વીહારી ઉઠયા છે આળસ મરડી

## પ્રભાતીયુ ૩ જું

જળકમળ તું છાંડી જાને બાળા સ્વામી હમારો જાગશે
જાગશે તને મારશે મને બાળ હત્યા લાગશે—ટેક
કે રે બાળક તું મારગ ભુલ્યો કાં તારે વેરીએ વોળાવીઓ
નીસ્ચે તારો કાળ ખુટયો અહીયાં શીદને આવીઓ ૧
નથી નાગણી હું મારગ ભુલ્યો નથી મારા વેરીયે વોળાવીયો
મથુરાં નગરીમાં જુગટું રમતાં નાગનું સીસ હારીયો ૨
રંગે રૂડો રૂપે પુરો દીસતો કોડામણો
તારી માતાને કેટલા જનમ્યા તેમાં તું અળખામણો ૩
મારી માતાને બેઉ જનમ્યા તેમાં હું નટવર નાનડો
જગાડ તારા નાગને મારૂં નામ કૃષ્ણ કાનુડો ૪
લાખ સવાનો હાર આપું આપું મારો દોરીઓ
એટલું મારા નાગથી છાનું આપું કરી ચોરીયો ૫
શું કરૂં નાગણી હાર તારો શું કરૂં તારો દોરીઓ
શાને કાજે નાગણી તારે કરવી ઘરમાં ચોરીયો ૬
ચરણ ચાંપી મુછ મરડી નાગણીએ નાગ જગાડીયો
ઉઠોને બળવંત કોઇ બારણે બાળક આવીયો ૭

બેહુ બળીઆ બાથે વળીઆ શ્રી કૃષ્ણે કાલી નાગ નાથીઓ
સહસ્ત્ર ફેણે ફુંકે જેમ ગગન ગાજે હાથીઓ ૮
નાગણી સહુ વીલાપ કરે નાગને બહુ દુખ આપશે
મથુરાં નગરીમાં લઇ જઇ પછે નાગનું સીસ કાપશે ૯
બેઉ કરજોડી વીનવે સ્વામી સુણો અમારા કંથને
અગેઅપરાધી મર્મ ન જાણ્યો ન ઓળખીયાભગવંતને ૧૦
થાળ ભરી સગ મોતીડે શ્રી કૃષ્ણને વધાવીઆ
નરસઇઆનાં નાથ પાસેથી નાગણીએ નાગ છોડાવીઓ ૧૧

## પ્રભાતીયું ૪ થું

જે દીન જાય ભજનને લેખ તે દીન આવે ગણતીમાં
રાજા ભોજ કરણુસ દાની એસા નહી કોઇ પૃથ્વીમાં—ટેક
ઉંચા કીલાને અલગ દરવાજા દાટયા રહ્યા ધન ધરતીમાં
રાવણ સરીખા ચાલી ગયા બઇયા નાતી ગોતી પૃથ્વીમાં ૧
ખાઇલે પીલે ખરચીલેરે પ્રાણી દયા ધરમલે ભરતીમાં
કહે કબીર સુનોભાઇ સાધો સમરણ કરોલીયો સુરતીમાં

## પરમાર્થ વિષે (હરીગીત)

તું તીરથમાં જ્યાં ત્યાં વીચરતો ધરમ જાણીને
વેરાગથી વસ્તી તજીને વન વિષે જઇને વ

ભગવા ધરીને ભટકતો રહી પેટ ભીખીને ભર્યું
શી રીતે ઇશ્વર રીઝસે તેં સારૂં કોઇનું શું કર્યું ૧
તેં નિત્ય સ્નાન ત્રીકાળ કીધું ચાહી ગોમ્ય ચોળીને
તેં પંચ ગવ્ય વીશંપ પ્રાશન કીધું ઘોળી ઘોળીને
આહાર એકજવાર કરવો એવું વ્રત તેં આચર્યું
શી રીતે ઇશ્વર રીઝસે તેં સારૂં કોઇનું શું કર્યું ૨
તેં નવ નવા નઇવેદ કરીને તે પ્રસાદી તું જમ્યો
ઉપવાસને એકાસણા કરી દેહને બહુ તેં દમ્યો
ખાડો ખણીને દાટીયું જે અન્ન જમતાં ઉગર્યું
શી રીતે ઇશ્વર રીઝસે તેં સારૂં કોઇનું શુ ર્યું ૩
તેં પ્રાથના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચ્ચારીને
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત્ય નિત્ય નીયમો ધારીને
ગદગદ સ્વરે ગુણ ગાન કરતાં આંખથી આંસુ ઝર્યું
શી રીતે ઇશ્વર રીઝસે તેં સારૂં કોઇનું શું કર્યું ૪
ભગવાન લુખી ભક્તિથી રીઝે નહી તલ માત્ર તે
પણ ભક્તિ પર ઉપકાર સાથે થાય પ્રભુ પ્રીયપાત્ર તે
તેં વગર વાદ વીવાદ કીધા કામ તેથી શું સર્યું
શી રીતે ઇશ્વર રીઝસે તેં સારૂં કોઇનું શું કર્યું ૫

સમાપ્ત.

## ભણ્યા પણ ગણ્યા નહીં.

બેરામશાહ વકીલ, જેવણુ તરતનાજ પસાર થયા હતા, તેવણુ સાક્ષીને તપાસતાં બોલ્યા, “ વારૂ તારે તમે બંધવાનું આખું ઘર તપાસી જોયું? તારે ઘરમાં શું શું જોયું ?”

સાક્ષી—ઘરમાં કંઈ જોવા લાયક નહીં હતું; જેમ કવી દલપતરામ દાહ્યાભાઇ કહેછ તેમ “વાંસ ફેરવે તો વાંસજ નડે” તેવું છે.

વકીલ (તોરમાંજ જડ્જ તરફ ફરીને)—મારા લાડ, હું કવી દલપતરામ દાહ્યાભાઈપર સમન લેવા માંગુંછ. એ ધણી કોણ છે તેની મને ખબર નથી, પણ તેને મારા કુલના ઘરમાં દાખલ થવાની કશી સતા ન હતી.

કોર્ટમાં હસાહસ !

---

મારૂં ઘેર બંધાતું હતું ત્યારે હું હંમેસ તપાસને માટે જયા કરતો, અને આસપાસ સામાન બેદાદ પડયો હોય ત્યારે ઘણી ફરીયાદ કરી ઉંચો મેળાવતો. એક દહાડે જોઉંછ તો કેટલાક ખીલા ધુળ મટોડાંમાં પડયા હતા, અને જરૂર ગુમાઇ જતે. મેં મુકાદમને બોલાવી કહ્યું, “ભાઇ, આએ ખીલા ઉપાડી બાજુએ મુક, નહીં તો જરૂર ગેબ થઇ જશે.” મુકાદમે બે હાથે સલામ કરી જવાબ દીધો, “અરે નારે, સાહેબ, ગેબ તે કેમ થઈ જતા’તા. એકેએક પાછા બીલમાં વીગતવાર આવશે.”

## શોકને શાન નહીં.

શેઠ—એમ આવ, દોલા, તેં ચોરી તો મોટી કીધી, પણ જ્યારે તેં મને માફીપતરજ પસતાવો ખાઇને લખી આપ્યું તારે હું તુંને માફ કરૂંછ. ખબરદાર! જો હવે એવી ફરીયાદ મારા કાનપર આવીછ તો.

દોલો (કાલાવાલાની ધપે)—મને માફ કીધો તો મોટો ઉપકાર થયો, સાહેબ. પણ સાહેબ, મેં માફીપતર જે તમુને લખી આપ્યુંછ તે મહેરબાની કરી ફારી નાખતા ના.

શેઠ—કાંએ વારૂ?

દોલો (નીચું જોઇને)—કાંએ કે સાહેબ, બીજી વખત કદાચ કામ પડે તો વરી નકલ કાંહાં લેવા જવશ!

---

લગનને ટાંકણે ખરચ ઘણો થાય છે એ વાતથી બરબડતાઓને ધીરજ આવે એવી વાત!

ઇયોવા શહેરમાં નીચે પ્રમાણે લગન થયાં:—વર અને કન્યાને સામાસામી હાથમાં હાથ આપીને ઉભાં રાખ્યાં પછી લગન કરનારે પુછ્યું, "લે ચાલો, બોલી જાઓ, તમે એક બીજાપર રાજી છો?"

"હાજી," બેઉએ જવાબ દીધો.

"તારે જાઓ, આજથી તમે ધણી અને ધણીયાણી." લગનની કીયા ખલાસ!

## ફેસના ફાંટા.

વીસ વરસની વાત ઉપર ફ્રેંચ બાનુંઓને સાંપો પાલવાનું ચેટક લાગ્યું હતું. શાહાજાદી ડી લા ટુર ઓવરને પોતાનો એક માનીતો સાંપ પોતાનાં ગજવામાં રાખતી હતી. આથી તેણીનો ભ્રથાર અને દોસ્તો બહુ ખીજાતા. અંતે પોતાના માનીતા સાંપને ખાતર આ બાનુંએ તેમની દોસ્તી તોડી.

મેડમ મુસાર્ડ પોતાના લખ્ખો રૂપીઆના દાગીનાઓની વચમાં એક જીવતો સાંપ ગળે વીંટાળી આવતી હતી. જયારે તેણી નાટકશાળામાં આવતી હતી ત્યારે હજારો લોક નાટક જોવાનું છોડી દઇ તેણીના ગોરાં ગળાં ઉપર રમતો આ સાંપ જોયા કરતાં હતાં.

કાઉનટેસ ડી વીલેનોવ કેટલાક મહીના સુધી પોતાના ગળાં ઉપર એક મોટી કસારી બાંધી આવતી હતી. આ કસારી જે જીણી સોનાની સાંકળીએ બાંધી હતી, તે તેણીના ખુલ્લાં ખભાં ઉપર એમથી તેમ ફર્યા કરતી, જેથી તમાસગીર લોક બહુ કમકમતું હતું.

---

## બઇરીના ગુણની ટીપ.

દોસ્ત—કેમ, પેસુભાઈ પરવારતા, હજુસુધી કુમારાજ કે ? પણુતા બનતા નહીં કે ?

પેસુ—અરે હું માગુંછ તેવી બઇરી કાંહાં મળેછ ?

દોસ્ત—અરે બાપુ, એવી તે કેવી બઇરી માગેછ ?

પેસુ—હું તો બઇરી એવી માગુંછ કે તે ખુબસુરત હોય, દલ્લાવારી હોય, અને મુરખ હોય.

દોસ્ત—પણ એવીજ બઇરી માગવાનું શું કારણ?

પેસુ—તો, જોનીબા, ખુબસુરત બઇરી વગર હું તો પરણું નહીં—દલ્લાવાલી હોય નહીં તાંહાં સુધી મારો ને તેનો સુકરવાર થાય નહીં, ને સામુ હોજરૂં કદુવા દે.

દોસ્ત—વારૂ, એ તો હું સમજયો, પણ મુરખ બઇરી શોધવાનું કાંઇ કારણ?

પેસુ—અરે યાર! તુંબી બારો અક્કલનો દુશમન દેખાયછ, ખુબસુરત હોય ને પૈસાવાલી હોય, પણ મુરખ નહીં હોય તો વળી મારી સાથે પરણે શું જખ મારવા!

---

પડોસી (બીજા પડોસીને)—અરે યાર, તમારા બંગલામાંનો કુતરો રાતે ઘણોજ ભોંસેછ—જરા નીરાંતે ઉંઘબી નથી આવતી.

બીજો પડોસી—નહીં રે, સાહેબ, મારો કુતરો તો છેજ નહીં.

પહેલો પડોસી—વારૂ, કંઇ તમારાં ઘેરમાંથી રાતે અવાજ નીકલેછ?

બીજો પડોસી—હા, મારી ગુલાં પીયાનાફોર્ટેપર ગાયન ગાયછ.

પહેલો પડોસી—હં! હં! સમજયો. તારે તેજ અવાજ હોશે.

## સુથારનું મન બાવળીઆમાં.

એક દહાડે એક ફકીર, એક બ્રાહ્મણ, અને એક બાગબાન રસ્તેથી જતા હતા, એવામાં એક જાનવર ઝાડપરથી બોલ્યું. એ ઉપરથી ફકીરે કહ્યું કે "ભાઇઓ, આ જાનવર હમણા બોલ્યું કે '**સુબહાન તેરી કુદરત.**'" ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે "નહીં, એ જાનવર તો બોલ્યું કે '**રામ લછમણ દસરથ.**'" પણ બાગબાન કહેવા લાગ્યો જે "તમો બેઉ ખોટા છો, એ તો બોલ્યું કે '**પીઆજ, લસુન, અદરખ.**'" એટલામાં રસ્તેથી એક મોબેદ જતો હતો તેણે આ વાત સાંભળી, અને કહેવા લાગ્યો જે "બધું રહેવા દેઓ, એ જાનવર તો બોલ્યું જે '**વાહારે દારમ, પપાંઉ, કમરખ.**'"



સોરાબજી કમપાઝીટરને છાંટાપાણીની આદત હતી. તેવણુના છોકરાનો છોકરો ખોદાબખ્શ માણેકજીની સ્કુલમાં જતો હતો. એક દહાડે માણેકજી છોકરાઓને કોષ્ટક સમજાવતા હતા કે ૧૨ આંઉસની એક પૈંટ, બે પૈંટ એટલે એક બાટલી, ઈત્યાદી. સમજાવી રહ્યા પછી માણકજીએ વર્ગને પુછ્યું, "ચાલો, બોલી જાઓ જોઈએ—બે પૈંટે શું થાય?"

ખોદબખ્શ બોલ્યો, "સાહેબ, બપાવા છાકટા ધુન થઇ જાય!"



## જાત જાતની ખંસ્યા.

સોળમી સદીનો નામીચો જ્યોતીષશાસ્ત્રી ટાઇકો ડેબ્રા જ્યારે સામેથી સસલું આવે કે ભોંય ઉપર બેસી જતો.

પોલાંડનો રાજા લાડીસલેયસ સેબ ફળ જોઇને નહાસી જતો.

ઇગ્લાંડનો રાજા ત્રીજો હેનરી જે ઓરડામાં બીલાડી હોય તે ઓરડામાં બેસી શકતો નહીં—પછી બીલાડી નજરે પડે કે નહીં પડે.

ઇરાસમસ નામના એક ફીલસુફને માછલી જોઇને તાવ ચહડી આવતી હતી.

નામીચો ઉમરાવ લાર્ડ બેકન ચંદ્રનાં ગ્રહણને જોઇને બેભાન થઇ જતો હતો.

મોસ્કોનો ગ્રાંડ ડયુક બીજો જાન એક ઓરતને જોઈ બેભાન થઇ પડતો.

એજ પ્રમાણે શીવાલીયર ડી ગાઇસ નામનો ઉમરાવ ગુલાબનું ફુલ જોઇને બેભાન થઇ જતો—પછી ફુલનો વાસ આવે કે નહીં આવે.

બારમા લુઇની રાણી મરાયા મેડીસીને ફુલનો ઘણો શોક હતો. પણ ખરેખરૂં અથવા કાગળનું બનાવેલું અથવા રંગેલું ગુલાબ જોઇને કમકમતી હતી.

---

## રમુજી વસીયતનામા.

લોકો મરતી વખતેબી કેવા પોતાના પેટમાંના બલત્રા કહાડે છે તેના થોડાક જાણવા જોગ દાખલા અમોએ ભેગા કરયા છે:—

"ઇસવી સન ૧૭૮૮.—હું ડેવીડ ડેવીસ, કલાપહામનો

રહેવાશી, મારા ભાઈ પીટરની દીકરી મેરી ડેવીસને પાંચ શીલીંગ આપી જાઉ છું, કે જેથી છેલ્લી વાર મારે પૈસે તે છાકટી થવા પામે."

"સને ૧૭૮૧.—હું જાન આઇલેટ સ્ટો—મારી મીલકતના 'એકઝીકયુટરોને' ફરમાવી જાઉં છું કે તેઓએ એક પીકચર રૂ. ૫૦ની કીંમતે ખરીદવું, જેમાં એક વીછુ એક ભલા માણસના હાથને ડંખ મારતો દેખાય; અને તે પીકચર ફલાણા ફલાણા બારીસ્ટરને ભેટ મોકલવું, કે જેથી તે ધણીએ મારી સાથ ચલાવેલી નીચ બેમરવતાઈ તેને યાદ રેહ. મારા વસીયતમાં રૂ. ૩૦,૦૦૦નું તેનું નામ પાડયું હતું તેના બદલામાં આએ સમજવું."

"૧૭૯૩.—મારા દીકરા ડાનીયલને હું એક શીલીંગ આપી જાઉં છું, કે હવે પછી તે કાંઈબી ચોરી કરે તે ઉંચકી લઇ જવા સારૂ હેલકરી કરવા કામ લાગે."

૧૭૯૩માં એક ધણી નામે ફીલીપ થીકનેસે વસીયત કીધું કે "મારા મુવા પછી મારો જમણો હાથ કાપી નાખી મારા દીકરા લાર્ડ આડબીને આપવો, કે જેથી તેને યાદ રહે કે પોતાના બાપ તરફ ફરજ બજાવવામાં તેણે જે બેદરકારી બતાવી છે તેવી બેદરકારી ઇશ્વર તરફ ચાલશે નહીં."

૧૭૭૦માં સ્ટીફન સ્વેન નામનો ધણી લખી ગયો કે "જાન આબટ અને તેની બાયડી મેરી જે દહાડે હોશે તે દહાડે ફાંસી જવાનાં છે, માટે તેઓને સારૂં મારી મીલકતમાંથી ચાર આનાનું મજબુત દોરડું ખરીદ કરી રાખજો."

થોડાં વરસની વાત ઉપર વીલીઅમ ડારબી નામનો પુરૂશ મરણ પામ્યો તે પોતાના વસીયતમાં લખી ગયો કે "મારી બાયડીએ મારા ખીસામાંથી ૬૦ ગીની ચોરી હતી, અને મારે નામે પૈસા કહડાવતી હતી, તેથી તેણીને ફક્ત એક શીલીંગ આપી જાઉં છું."

---

## બે વાર તપાસીને કામ પાડજો.

એકવાર હજામની દુકાનમાં એક પુરૂષ આવ્યો, અને કાગળના કટકા ઉપર લખ્યું, "મારાં બાલ કાપો." હજામ સમજી ગયો કે આએ બીચારો મુગો છે. તેથી તેણે કહ્યું, "ખુરસી ઉપર બેસો, સાહેબ," પણ પેલાએ કાંઈ જવાબ આપ્યો નહીં, તેથી પુરવાર થયું કે એ ધણી સાથે બહેરોબી છે.

આખરે ઇસારતથી ખુરસી ઉપર બેસાડયો, અને બાલ કાપવા માંડયા. આ વેળા દુકાનમાં હજામનાં બે ચાર ઘરાકો તથા દોસ્તો હતા તેઓએ પોતપોતામાં આ બીચારા બહેરા-મુગાની ખુબ મશકરી કરી, અને કેટલીક નજીસ અને ભાંડ વાતોથી મજાહ મેળવી. આ બહેરા-મુગો ઘેરમાં બાયડી સાથ કેમ વરતતો હશે વગેરે ઠોલ ટપ્પાથી સઘળાઓ ખુશ થયા. એટલાંમાં બાલ કપાઈ રહ્યા, અને મુગો-બહેરો ઉઠયો અને સઘળાઓની અજાયબી વચ્ચે હજામ તરફ ફરીને પુછયું, "બાઈ, બાલ કપામણીના કેટલા પૈસા, અને મારી ખાતરદારી કીધી તેના કેટલા પૈસા?"

હજામ તો ઘભરાઇને ત—ત—પ—પ કરવા લાગ્યો, "કાંઇ નહીં, સાહેબ, કાંઇ નહીં—જોઈએ તારે આપજો."

બહેરા-મુગાજીએ પૈસા આપવા વગર સલામ કરી રૂખશદ લીધી. તેના ગયા પછી હજામ બરબડવા લાગ્યો, "એની માનું પેટ બળે—હવે કોઇબી આવે તે ઢેડના ખાધાના કાન આગળ પીસ્ટોલ ફોડવા શીવાય કોઈ દહાડેબી માનું નહીં કે એ મુગો-બહેરો છે."

આ નીચલી વાત ખરેખરી બનેલી છે:—થોડાંક વરસની વાતપર અમે કોલાબે રહેતા હતા ત્યારે હું અને મારા બે પીત્રાઇ રાતના ચાંદરણામાં ફરવા નીકળ્યા. રસ્તામાં એક જુવાન ઈંગ્રેજ મળ્યો, જેણે 'ગુડ નાઈટ' કરી પુછવા માંડયું કે "દાંડી પર જવાનો રસ્તો કયો?" અમોએ ઇંગ્રેજીમાં સમજાવ્યું એટલે તે વાતે ઉભો. તેણે કહ્યું કે હું ઇંગ્લાંડથી થોડાજ દહાડા થયા આવ્યો છું, અને આ દેશ મને ઘણો ગમે છે, ઈત્યાદી. તે ઘણો હસમુખો હોવાથી અમોએ તેની ઠેકડી કરવા માંડી, અને ગુજરાતી અવળી બોલીમાં તેને થોડીક ચોપરીબી કહાડી ખરી. ખાંડી દસેક ગાળો બીચારાએ ખાધી હશે. આખરે મોડું થવા આવ્યાથી અમે 'શેક હેન્ડ' કરી છુટા પડી જતા હતા, તેટલાં આ ઇંગ્રેજ ઘણીજ શુદ્ધ ગુજરાતીમાં નીચે પ્રમાણે બોલ્યો: "દોસ્તો, ફરીથી કોઇ ઇંગ્રેજ મળે તો તેને ગુજરાતી આવડેછ કે નહીં તે પહેલાં નક્કી કરીને પછી ગાળો દેજો—સાસમાહેબ મેસમેહરબાન !"

આ પ્રમાણે બોલી તે તો ચાલી ગયો. અમો કેટલા ચાટ પડી ગયા હોઈશું તે વીચારવું સહેલ છે.

આ ત્રીજો દાખલોબી ખરેખરો બનેલો છે:—અમે ત્રણ જણ રાતના વાંદરેથી કોટમાં આવવાના હતા. વાંદરાનાં

સ્ટેશન ઉપર અમદાવાદની મેલ ટ્રેન આવી લાગી, અને અમે ફર્સ્ટ ક્લાસમાં બેઠા, જેમાં એક જબરદસ્ત જાડો ઈંગ્રેજ અને એક બીજો ઇંગ્રેજ આડા પડીને સુતેલા હતા. અમોને દાખલ થતાં જોઈ તેઓ ઉઠીને બેઠા. થોડોક વાર જવા પછી આ જાડા ઇંગ્રેજ વીશે અમોએ પોતપોતામાં રમુજ કરવા માંડી, અને તે શું ખાતો હશે—એના ભારથી ઘોલીઆની પાટી તુટી નહીં જતી હશે—વગેરે ગુજરાતીમાં સવાલોથી અપસ અપસમાં રમુજ મેળવતા હતા. અલબતાં આવી વખતે જીભને કાંઇ તાળું હોતું નથી, તેમ ઘણીક વાતો એવી થઈ કે જે થવી ન જોઈતી હતી. જયારે ગ્રાંટ રોડ આવ્યું ત્યારે આ બેઉ સાહેબો અમને સલામ કરીને ઉતરયા, અને જતાં જતાં બેઉ જણે ગુજરાતીમાં કહ્યું, "હું વડોદરાનો રેસીડંટ કર્નલ આનડરસન છું," અને બીજો પણ ગુજરાતીમાં બોલ્યો, "ને હું સુરતનો કલેકટર રામસે છું. અમો બેઉને અલબત ગુજ-રાતી ઘણી સારી આવડેછ. અમારે લાયક કાંઇ કામ કાજ હોય તો સુખે ફરમાવજો!"

---

## ચોરની ગાંહે રાઈનાં પાતરાં.

એક દહાડે કહાનજીકાકા સહવારના પહોરમાં સરેસ્તા પ્રમાણે નાહી ધોઈ ઓટલાપર બાજઠે પગપર પગ ચહડાવીને બેઠા, અને તે દહાડેનું "દુન્યા સમાચાર" વાંચવા માંડયું. પહેલાંજ પાનાંપરની એક જાહેરખબરપર તેવણુની નજર પડી તે નીચે મુજબ હતી:—

"એક થોડું ઘણું ઇંગ્રેજી જાણતો, બાવીસથી પચીસ વરસનો, જરથોસ્તી જોઇએ છે. જે દારૂ પીતો ન હોય,

સહવારના બંદગી કરતો હોય, બુરી ચાલથી દુર હોય. પગાર રૂ. ૨૦થી ૩૦ સુધી, લાયકાત પ્રમાણે. જમવાનું અને રહેવાનું આપવામાં આવશે. એ વીશે આ પત્રની આફીસમાં અથવા મી૦ સુખલાજી ફકીરજીની પેહેડીપર કોટમાં પુછવું."

"અરે તારી!" કહાનજીકાકા આ જાહેરખબર અરધે કલાકે વાંચી રહી ચોંકીને બોલી ઉઠયા, "મને તો ફ્રામજ નીં રીએલી. વારૂ, એ પોયરા," પોતાના ઘરના ઘાટીના પોરયાને બોલાવી કહ્યું, "જા તો આપરા નવલહાને બોલાવ તો."

આ નવલશાહ કહાનજીકાકાને માથે પડેલો તેવણુની બેનનો દીકરો હતો. તે ચોવીસ વરસની ઉમરનો, ઈંગ્રેજી થોડું ઘણું શીખેલો, ઇસકો અને દમામદાર જવાન હતો. તેવણુનાં માબાપ હતાં, પણ તેઓ ગામ હતાં. અને કહાનજીકાકાને ઘરે મુંબઈમાં કાંઇ ચાકરી શોધવા નવલશાહ રહેતો હતો. તે દસ વરસનો હતો ત્યારથીજ કહાનજીકાકાને ઘરે આવ્યો હતો, અને ત્યાંથી દરરોજ નીશાળે જતો હતો. પણ સ્કુલ છોડયા પછીબી તેવણે કહાનજીકાકાને ઘરેજ ધામો રાખ્યો, અને તેનાં બહાનામાં ચાકરી શોધવાનું ઓઠું હતું.

કહાનજીકાકા કલપાતી હતા, અને પાંચ પૈસે સુખી હતા, અને તેવણુને દસ છોકરાં હતાં. જોકે નવલશાહ તેમને ભારી પડતો નહીં હતો, તોપણ હવે તેને જલદી ઠેકાણે પાડી નાંખવાનો તેવણે ઠેડાવ કીધો હતો.

નવલશાહ આવ્યા અને કહાનજીકાકા પાસે બેઠા.

"અરે બાય નવલ," તેના મામાએ કહ્યું, "જોની આ

મારા ઓલાએ (મીત્રે) છપાયવું તે તેં વાંચ્યું કે? હું તને કાલે કેતાં ભુલી ગેલો કે મારી હાથેખી તેણે એપર વાત કીધેલી, ને જો તુંને ગમતું હોય તો તે ચાકરી તને અપાવી લાખું."

"હા, મામાજી, એ તો ઠીક છે; પણ એટલા પગારમાં શું વળ્યું?" ભાણેજે જરા આનાકાની કીધી.

"લે વરી, પેલા કીએ તેમ તું શું કરે? 'ઠોઠ નીહાલ્યાને વટાણા બહુ' તેમ હીખેલો તો મારા જેવો, ને વરી એટલા પગારમાં લે હું વયલું? અરે ભાય, એટલોબી ગનીમત કર. હમે બાર વરહની ઉમ્મરમાં હવારના ચારચાર વાગે ઉઠીને રન્ડો ફેરવતા ને હુંથારોનું કામ કાજ કરતા, ને તેવોનાં ઘરનું પાણી-છાની, કચરો-પુંજો, વાહન-કુહન, હઉ વરી તે હાથે. ને પગાર હું જો, મારી હહરીનો છ દોરીઆં મહીને દારે દીએ. બાપા, હવે વખત એવો આમવો કેવાયઓની, ને આ પગારમાં તો તારે મનહે હું વયલું?" કહાનજીકાકાએ ઝાટકની ઉતારી.

"ઠીક છે, મામાજી, ત્યારે તો એટલા પગારપરબી હાલ તરત તો સુકરાના," ભાણેજ નવલશાહે ધચુપચુ મન સાથે કબુલ કીધું.

બપોરના બાર વાગે મોળું ધાન દાળ, સુકા બુમલાંનો પાટયો, અને પાનીનું આંથણું ખાઇ, કપડાં ચપડાં પહેરી, કોટમાં જવા સારૂ સેકંડ કલાસની ટીકીટ કરાવી. ગ્રાંટ રોડપરથી નવલશાહ ટ્રેનમાં ચહડી બેઠા. તેવણુની સાંમે એક આસરે ત્રીશ વરસનો ઇસકી, વાંકી ફુમટાંની ટોપીવાળો ફાંકડો મુસલમાન

બેઠો હતો. તેના ખોલામાં એક કાળાં કાગળમાં વીંટાળેલું કાંઇ પડીકું હતું, જે સુતરીથી મજબુત બાંધેલું હતું. આ પારસલ ઘણું કીમતી હોય તેમ તે મુસલમાન પોતાના હાથમાં મજબુત પકડી રાખી બેઠો હતો.

નવલશાહનું મન તો એવું ધચુપચુ થાય કે આ કાગળનું પડીકું મારા હાથમાં આવે તો તડાકો પડે. પણ ગોલામનો ખાધો પેલો મુસલમાન તેને છોડેજ નહીં. એમ કરતાં ચરની રોડ આવ્યું કે પેલા મુસલમાને પેલું પારસલ પોતાની પાસે બેઠકપર મુકી બહાર ડોકું કીધું. વળી ટ્રેન ઉપડી તે મરીન લાઇન ઉભી રહી. પેલા મુસલમાને બારણું ઉઘાડયું, અને નવલશાહની ખુશાલી અને હરખ વચ્ચે પેલું પડીકું ભુલી જઈને ચાલવા માંડયું. જાણે તે બંડલખી ઉતરીને ચાલી જવાનું હોય તેમ નવલશાહએ તેને ચપ કરતું પકડી લીધું. તે દાબી જોયું તો તે કોઈ ઠેકાણેથી કઠણ ને કોઈ ઠેકાણેથી પોચું હતું. એ તો ઠીક; પણ હમણાજ તેને છોડીને જોવાનું ડહાપણ ન વીચારી ડાહ્યા નવલશાહે પોતાના ખોળામાં દાબી રાખ્યું.

ચર્ચ ગેટપર ઉતરી મી० સુખલાજી ફકીરજીની પહેડીપર નવલશાહ ચાલ્યાઃ

સુખલાજી હાજર હતા. તેવણે નવલશાહને ઠીક આવકાર દીધો, અને તેના મામાની ખબર અંતર પુછી, અને પછી આવવાનું કારણ પુછ્યું. નવલશાહે કારણ જણાવ્યું, અને સુખલાજીએ તરતજ નવલશાહને પોતાને ત્યાં રાખવાની ખુશી બતાવી.

“ પણ, ભાઈ, તમોને ઇંગ્રેજી આવડે છેની ? ” સુખલાજીએ પોતાની ન્યુસમાં છપાવેલી સરતો યાદ કીધી.

"હાજી, સેવકે ઠીક અભ્યાસ કીધો છે."

"ત્યારે તો બહુ સારૂં; પણ દારૂ બારૂ તો——"

"ના રે, સાહેબ, અમે તો 'દારૂથી દુર' કલબના મેમ્બર તે દારૂની અરાસે નહીં જઇએ."

"ઘણું સારૂં, ભાઇ; પણ બંદગી કરોછ કે વાંધા?"

"બંદાને તો એવો શોખ કે પાંચે ગેહ સાથે ભણે, પણ ફરસુદ નથી મળતી તેથી સહવાર સાંજ ભણીને સંતોષ પામું છું."

"નાનપણમાં જુગાર બુગાર રમેલા કે?"

"એ શું બોલ્યા, સાહેબ? પાનાં અને પાસા કેવા થાય તેબી આપણે તો નહીં જાણ્યે"

"ઠીક છે; મને તમે બહુ પસંદ પડયા. તમે કાલથી ચાકરી-પર આવજો; તમારો ૩૦ રૂપીઆ પગાર માંડશું. આવજો હં. મામાને સલામ કેહેજો."

નવલશાહ સલામ કરી બહાર ગયા, પણ સુખલાજીએ તેવણુને પાછા બોલાવ્યા કે "ભાઇ, આ તમારી બીંડરી ભુલી ચાલ્યા," એમ કહી નવલશાહને સુખલાજી પેલી બીંડરીની દોરી ધરી તેવણને આપવા ગયા કે કમબખત દોરી તુટી ગઇ, અને અંદરની વસ્તુઓ વેરાઇ પડી. તેમાં એક પાનાંનો કાડ, બે પાસાની જોડ, એક બ્રાંડીની પેંટ, બે ત્રણ ચરૂત, અને એક ગાનારીની સબી કરીને હતું. નવલશાહ તો આ જોઇને ફ્ગલાઇ ગયો, અને સુખલાજીનો મીજાજ ગયો.

પેલી બ્રાંડીની બાટલી ઉંચકી સુખલાજી બોલ્યા, "આ

તમારી 'દારૂથી દુર' કલ્બના ધારાની ચોપડી હશે, અને આએ," પેલા પાના ને પાસા બતાવી કહ્યું, "આએ તો જુગારીઓને શીખામણની વાયજી, કેમ?" પછી પેલી સબી બતાવી કહ્યું, "આએ ભણવાની જંદ અવસ્તાની—બચાજી! વાહ! નવલશાહ, તમે બહુ ઉઠાવગીર મળ્યા. ચાલો, બહાર નીકલો, મારી દુકાનમાંથી—નહીં તો કાંઇ પીતી જશો. તમારા મામાપર હું લખી જણાવીશ કે ભાઇ, આવા ધર્મી સકર્મી અમને નહીં પરવડે." નવલશાહે સમજાવવા માંડયું પણ પેલા ધાંખરાએ માન્યું નહીં, અને બીચારો નવલશાહ પેલા મુસલમાનને હજારો ગાળો દેતો દુકાનેથી ઉઠી ચાલતો થયો.

---

એરાંમજી બીલીમોરીઆને ત્યાં તેવણનો ગામડયો સગો પેસુ, પહરોણો આવ્યો, ત્યારે એરાંમજીનો દીકરો રૂસતમ જે પેસુનીજ ઉમ્મરનો હતો તે, તેને મુંબઇની ઘણી એક જોવા લાયક ચીજો દેખાડી લાવ્યો.

આજે તેઓ "ગેયટી"માં પ્રોફેસર બ્રન્ડીબૉલનો વખણાયલો, હાથ ચાલાકીનો ખેલ જોવા જનાર હતા; જે માટેની જાહેર ખબર પેસુના જોવામાં આવી. ટીકીટોના ભાવ વાંચતાં પેહલો વર્ગ રૂ ૩, બીજો વર્ગ રૂ ૨, ત્રીજો વર્ગ રૂ ૧, "પ્રોગ્રામ ૦)—" વાંચીને પેસુ તો હરખાઇજ ગયો કે "આટલો સસ્તો ભાવ!" અને પોતાના દોસ્ત રૂસતમને સમજાવવા લાગ્યો કે "છતી આનાવાલી જગા છે ત્યારે રૂપીઓ સા માટે ખરચવો; જો દોસ્ત, મારૂં માને તો આજે આપણે પ્રોગ્રામમાજ જઇએ!"

## કુદરતનો ખેલ.

શું કુદરતની રમત છે કે નવશારીમાંનાં.દરેક દોખમાં બંધાવનારનાં નામો જોરકાંના આકારમાં છે જેમકે 'તાતા,' 'ભાભા,' 'લાળા,' 'કાકા,' એઓનાં દોખમાં છે. એક દોખમું ચંગાશા મંગાશાનું છે તેમાં ચ અને મ નો ફરક છે.

---

## જુગારીનો ચતુર દસા.

જુગારીની ઉત્તરે રાંડવારો અને ચોરીનો સમુદ્ર. દક્ષીણે જુઠાઈ અને મારામારીનો અખાત. પુર્વે ઉડાઊપણાંનો પાહડ અને દારૂની નદી અને પશ્ચીમે પોલીસનો તાપુ પોશાગીરોનું બંદર અને પૈસાની ભરતી ઓત!!!

---

અંકલેશર ગામમાં એક મુસલમાન વણકરની સ્ત્રી અને ગાય બંને સાથે આજારી પડ્યાં. વૈદ પાસે દવા લખાવી લઇ તે વેચાતી લાવવા સારૂં પાસેના ગામમાં વણકર ગયો પણ બેહુને સારૂં ઓસડ વેચાતું લેવા જેટલા પૈસા નહીં હતા. ગાંધીએ પુછ્યું "આટલા પૈસામાં તો એકની દવાઈ મળે, બેની નહીં મળે. તુને કોણુ સારૂં જોઇએછ, તારી બાયડી સારૂં કે ગાય સારૂં?

વણકરે ઉતર દીધે, "ભાઇ હમણાં તો ગાય સારૂં આપો."

"કાંય વારૂં—તે કેમ?"

"તો ભાઇ અમારા ગામમાં બાયડી તો ૨૬ રૂપીઆમાં મળે ને ગાયના સાહાઠ સીતેર આપવા પડે."

## ગરીબ બચારો!

એક પુરૂષે પોતાની મા અને બાપનુ ખુન કીધું જ્યારે તેને સેશનમાં ઉભો કીધો અને ફાંસીની સજા મળી ત્યારે તેને કોરટ તરફથી પુછવામાં આવીઅું કે તારે કાંઇ કેહવું છે? તેના ઉત્તરમાં બંધવાએ બે હાથ જોડી અરજ કીધી "સાહેબ, હું માબાપ વગરનુ બચ્ચું છેઉં, તેની તો જરા દયા કરો"!

---

રૂસતમજી મીજાજના ઘણા પાજી હતા. તેવણ સહવારના હાફીસમાં જવા સારૂં ડગલો પેહરવા ગયા તો બરાબર બેસે નહીં ત્યારે છીબાને કહયું કે "આજે ડગલાને શું ભુત ભરાયોછ?" છીબો તે વેળાએ કાંઇ બોલ્યો નહીં પણ રૂસતમજી બરાબર ડગળો પહેરી રહેવા પછી બોલ્યો, "હોવે છાહેબ, મનેબી લાગે કે હવે માંહે ભુત ભરાયલો તો ખરો."

---

મારી બાએડી હંમેશ ફરયાદ કરે કે તમે તો હાથ-માંથી ચીથરૂં છોરતાજ નથી ત્યારે હમે શું બેસીને માખ મારયે. બળા લેતી ખોદાએ મને ચોપડી બનાવી હોત તો કેવું સારૂં કે જ્યારે હોતે ત્યારે તમારા હાથમાંજ રહેતે. મે ઉત્તર દીધો "હા મારી વહાલી હુંબી ખુશી થતે, જો ખોદાએ તને ચોપડી બનાવી હતે તો. પણ તે વારસીક પંચાગ હો. કે તે વરસ વરસ દહાડે બદલાઈ શકે."

## કાજીજીનો ઈનસાફ.

એકવાર એક વાણીયાએ પોતાંની પડોસમાં રેહેતા જાફરખાંન નામના મુસલમાન માટે ગામના કાજીસાહેબ પાસ જઈને ફરીયાદ કરી કે "અમારા આંગણાંમાં મારી અલીએ એક ખાટલી ઉપર થોડાક પાપડ સુકવા મેલ્યા હતા તે જાફરની ઘોડી ખાઈ ગઇ માટે મને નુકસાની અપાવવી." કાજીસાહેબ ઇનસાફનાં ખાં હતા તેવણે પોતાનું શેવટનું "જડજમેંન્ટ" આપ્યું. જાફરની ઘોડીનું માથું વાંણીયાએ કાપી નાખવું, કેમકે ઘોડીએ પાપડ ખાધા ન હોત તો આ કજીઓ થાત નહીં. વળી બધા પાપડ ખાધા ત્યાં સુધી વાણીયે, ખુદાએ તેને હાથો આપેલા છતાં, હાંકી નહી સબબ વાણીયાનાં બંન્ને હાથો જાફરે કાપી નાખવા!



એક હલકો હજામ પારસી નામે રતનજી પોતાના કપડાં, દેખાવ, દાહાડી, ચશમો વગેરે સઘળાંની નકલ એક મોટા માન પામેલા ધહરસથ ઉપરથી કરતો હતો. આ બાએ એક વાર વાડીમાં વાત ચાલી તારે મોટા ધહરસથને તેમના મીત્રો કેહવા લાગ્યા "સાહેબ પેલો રતનજી આએહુબ તમારા જેવો લાગેછ, ઘણા ઈગ્રેજો ઠગાઇને તેના બરડા ઉપર હાથ મુકી કહેછે "અલ્લો મી૰ દીનશા કેમ છેઓ."

શેઠ દીનશાએ હસીને કહ્યું "હોશે—પણ અજબ જેવું છે કે કોઇ મારા બરડા ઉપર હાથ મુકીને એમ તો નહીં કેહતું કે "અલ્લો મી૰ રતનજી કેમ છેઓ?"

## સબ સુતા જબ અલ્લાહ જાગા.

મેહમના ઓરસમાં એક ઈરાનીએ એક મુસલમાનને ઠોંસો મારી નાખી દીધો. મુસલમાન ઉઠી ઉભો થયો કે ઇરાનીએ બીજી એક મુક્કી ઝાડી વળી તેને પાછો નાખી દીધો. આ ઉપરથી લોક ભેગું મલયું. તેઓએ આ પ્રમાણે કરવાનું કારણ ઇરાનીને પુછયું. ઇરાની બોલ્યો "એ મુસલમાને અમારી યઝદગરદ શેહરીયારને મારી કાહારી મુકી તેથી હું એને મારીછ."

સઘળાંઓએ સમજાવીઅું કે ભલા આદમી તે વાતને તો ૧૨૦૦ વરસ ઉપર થઇ ગયાં ને તું હમણાં તેનું વેર લેવા શાનો નીકળ્યોછ?

ઈરાની બોલ્યો, "તેની હું શું જાણું! મને તો કાલે રાતનાજ જાણી કે અમારા યઝદગરદ શેહરીયારને મુસલમાને મારી!"

---

નવરોજજીને પાણાથી જુગાર રમવાનો ઘણો શોખ હતો ને તેમાં પૈસા ટકા તથા વખતની ઘણી ખરાબી કરતો હતો. એક દહાડે દસ્તુરજી સાહેબ તેણે ઘણો ઠપકો આપવા લાગ્યા. "જો બાપુ જુગાર રમવો એ ઘણુ મોટુ પાપનુ કામ છે. પૈસા ટકા જાયછ તો જાયછ પણ સાથે વખતની કેટલી ખરાબી?"

નવરોજીએ કાન ચીમટી કહયું "ખરી વાત છે સાહેબ, પણ તેમાં અગત કરી ચીપતાં ને વેંહેંચતાં તો ઘણોજ વખત જાએછ."

## નાક કે ખુપરો.

સોલુ સીકંનદરને એક દહાડો દારૂપી રસતાપર રમખાંણ કરવા સારૂં માજીસત્રેટ આગળ ઉભો કરવામાં આવ્યો.

માજીસત્રેટના પુછવાથી સોલુએ પોતાના બચાવમાં કહયુ કે "સાહેબ, હું કંઇ ગરગરદાસ નથી પણ જ્યારે હું નાનો હતો ત્યારે મને એક હરખાયલાં કુતરાંએ કરડયો હતો તે દાહડાથી તે આજની ઘડી સુધી મને પાણી પીવાની મોટી સુગ લાગીછે.



દેશાઇજીએ એક ઢેરાને ધમકાવીને કહ્યું કે "બેટી બાપ, જ્યારે આવેછ ત્યારે સલામ કેમ નથી કરતો ?" ઢેરાને શીખાંમણ લાગી તેથી બીજે દહાડે આવતાંજ વાંકો વળી હાથ ઉંચકયો પણ સલામ બોલ યાદ નહીં હતો તેથી બોલ્યો "દેછાઈ લે આ તારૂં કાલવારૂં." આ સાંભળી આસપાસન હસી પડ્યા.



કુંવરજી મીસતરી ને તેની બાયડી વીહીલર રોજ ખુબ લડે. એક દહાડે જમશેદદારૂ પંથકી આવીઆ અને ખુબ શીખામણ દેવા લાગ્યા "એમ તમુને કરવું ઘટે નહીં. તમે બે મળીને ખોદાની આંખમાં એકજ."

"એકજ !" કુમલાએ ડોળા ચઢાવી કહયું, "જરા રાતના એનાં પેટમાં છાંટો પાણી પડે ને પછી ઘેર આંગણે આવી સાંભરો તો તમે કેહશો એક નહીં પણ વીશ જણ લરતાં હશે."

ઉદવાડેથી એકવાર જમસુ હમારે ત્યાં આવ્યો. સહવારના નાસ્તા સારૂ જમસેદજી આગળ બે ઇડાં, માખણ, રોટલીઓ વગેરે મુકયું અને પછી આગલેજ દહાડે ઉખેડેલું દસ રતલનું વેલાતી પણીર આગલ મુકી મારી બાયડીએ લાયકીથી કહયું "લે ચાલો હવે નાસ્તો કરો." પા કલાક થયો, અર્ધો કલાક થયો, કલાક થયો, પણ જમસેદજીબાના નાસ્તાનો છેડો આવેજ નહી. આખરે મને ચટપટ થઈ તેથી હાંક મારી પુછયું "ભાઈ જમસુ, શુ થયું હજી નાસ્તો પુરો થતોજ નહીં? જમસુએ જવાબ દીધો "ઇએ! મોટુ ઘટીના ચાક જેવુ પણીર કાંઈ પાંચ મીનીટમાં પુરૂ થતું હશે! પુરૂ થાય ત્યારે ઉઠું કેની."



એક ગ્રહસ્થે પોતાના દીકરાને ચાકરી રખાવા સારૂં પોતાના મીત્ર આગળ ઘણી તારીફ કીધી ને લખ્યું "એ ઘણો હુસ્યારછે, તમે વાપરી જુઓ ને પછી એનામાં કેટલું ભંડોળ છે તે જાણુશો, એ માત્ર શરૂમાઉ છે ને પોતાનું બધું ભંડોળ જાણે રોમાલમાં લપેટી રાખવા માંગતો હોય તેમ. રેછે."

મીત્રએ આ જમાને ફીલસુફને ચાકરી રખવા થોડાક દહાડા પછી છોકરો બાપને ત્યાં એક સીલ કીધેલી ચીઠી લઇ પાછો આવ્યો તેમાં ચાકરી રાખનારે નીચે પ્રમાણે શબ્દો લખ્યા હતા:—"પ્યારા ભાઈ મે રોમાલ ખુબ ખંખેરી જોયો, પણ તેમાં કાંઇ મળ્યું નથી. હાલ તો ઘરી કરી ઉચો મેલી છાંડજો, જરૂર પડવે મંગાવી લઇશું."

## ધરરરરરર ધુસ!!!

પેલા બાહાધુર શેકારી મરનાર મી૦ કોટવાલના મરણુની પછે એક દહાડો બે પારસી ગૃહસ્થો વચ્ચે નીચળી વાત થઈ:—

ભોત—આખરે બચારા કોટવાલનું મોહોત એજ રસતે આવ્યું. અપ્સોસ!! આવા બાહાદુર બચ્ચાઓ પારસીમાં થોડાજ હશે.

તોપખાં—અરે સાહેબ એ શું બોલોછ! એતો કુચ બીસાદમાં નથી. હું ને મારો ભાઇ જ્યારે ૧૮૭૫ ના સાલમાં બંગાલાંમાં હતા તેવારે હમોએ જેટલા વાઘનો ધાન કાહારયોછ તેનું જો તમે બ્યાન સાંભળો તો તમારી અક્કલ હએરાન અને જાન પરીશાન થઇ જાએ.

ભોત—હં! હં!

તોપખાં—સાહેબ તમે માનશો! હમે તે વખત એક અઠવાડીઆંમાં સરાસરી ૧૫) વાઘનો ધાંન કાહરતા હતા.

ભોત—તે કેમ વારૂં?

તોપખાં—અરે જુઓની સાહેબ, તમુને શું કેહું. જેવો વાઘને આવતો જોઇએ કે હું બંદુક લઇને એક બાજુ ઉભો રેહું ને સાંમી બાજુ મારો ભાઇ. હું ગોળી મારૂં કે તરત તે વાઘના પેટમાંથી આબાદ પસાર થઇ જાએ ને મારો ભાઈ સાંબી બાજુ પોતાની બંદુકમાં ઝીલી લે. વળી મારો ભાઇ ગોળી ફેંકે કે હું ચપ કરતી ઝીલી લેઉં. એમ કરતાં કરતાં સાહેબ, તમે માનશો, હમે બાર મહીનામાં નજદીક

૧૫૦) વાઘને ઠાર કીધા, ને તેઓ જ્યારે ઘેર પાછા જઇએ ત્યારે બંદુકની એજ ગોળી સાથે લઇ જઇએ તે પાછી લાવીએ.

ભોત—આફરીન! સદ હઝાર આફરીન! ત્યારે હજુર પારસી બચ્ચો કંઈ ખાંડીયો જાએ નહીં.

---

જમસેદજી પસતાકીઆ મ્યુનીસીપાલ કોરપોરેશનના મેમબર હતા. તેવણુને કોઇએ હમબગ કીધા કે જે કોઈ કોરપોરેશનનો મેમબર હોય તેની પાસેથી વાંદરામાં ગાડીનો 'તોળ' માફ. પોતાના દરજ્જાનો લાભ લેવા થકી જમસેદજી બીજેજ દહાડે વાંદરે ઉતરી પડયા, અને 'તોળ'ની ચોકી આગળ આવી ખંખાર મારી ચાલવા માડયું. પણ તોળવાળાએ અટકાવી પૈસા માંગ્યા ત્યારે દમામમાં જવાબ આપ્યો "હું કોરપોરેશનનો મેમબર છું." તોળવાળાએ પુછયું, "તેમાં શું?"

"તે હમુને તોળ માફ કેની?"

તોળવાળાએ જોયું કે આ કોઇ હમબગ છે તેથી મોંહ ગંભીર રાખી જવાબ દીધો "હા સાહેબ ભુળ થઇ. તમુને માફ. પણ તમારી ગાડી ઘોડાને આપવો પડશે. તમે તમારે બેલાસક ચાલ્યા જાઓ."

જમસેદજી ફફરતા ચટકતા પાછા મુંબઇ આવ્યા અને ફરયાદ કરવા લાગ્યા કે વાંદરેની મ્યુનીસીપાળીટીના ચાકરો ઘણા બેવકુફ છે.

**વકીલ**—(પોતાના કુલને) પણ તમોએ તમારૂં બીલ તમારા ધરાકને દેખાડયું કેની ?

**કુલ**—હા સાહેબ, હું બીલ લઈ ગયો હતો પણ તેણે ભોંયપર ફેંકી દીધું અને કહયું 'ઝાહાનુમમે શેહતાનકા પાસ જાઓ'.

**વકીલ**—પછી શું કીધું ?

**કુલ**—તેથી સાહેબ હું આએ હાશીસમાં તમારી પાસે આયો.

---

એકવાર રાતના એક નામીચો નાટકી હાજર થનાર હોવાથી ખેલની રાત્રે નાટકશાળા આગળ પુષ્કળ ભચડા કચડી ચાલી. એવામાં એક મારવાડીનો છોકરો જે ગેઆલરીની આગળી હારમાં બેઠો હતો, તે ઉપરથી હેઠે સ્ટાલ્સમાં પડી ઈજા પામ્યો. નાટકના સહાસીક માલેકોએ તુરત પાલખી મંગાવી છોકરાને ઇસપીતાળમાં મોકળાવ્યો, દવા દારૂ વગેરેનો ઘણો ખર્ચ કર્યો, તોએ કમનશીબે છોકરો મરણ પામ્યો. તેની સઘળી મરણની કીરીઆનો ખરચ માળેકોએ આપી તેના બાપને બોલાવી મરનારનાં કપડાં, પગમાંનો તોરો તથા સામા રૂપીયા પાંનસો આપ્યા. મારવાડી આ સખાવતથી બહુ રાજી થયો, પણ ત્યાંથી જવાની આનાકાની કર્યા કરતો દેખાયો. માળેકોએ પુછયું "કેમ મારવાડી, તારૂં થયું કેની? બાજુ કંઇ કહેછ?" આખર કરે મારવાડીજ કેની તેથી ઉતર દીધો "કઈ નહીં શેઠજી, એટલુંજ કે મારા પોરયાએ ટીકટના ચાર આના આપ્યા હતા તે પાછા મલ્યા નથી.

## જીસ મુલસે આયા ઈસ મુલસે ગયા.

નારગોલમાં આદરજી નાંમે એક પારસી પીઠાંવાળો રેહેતો હતો. તેણે એવો ધારો રાખ્યો હતો કે પીઠાંમા પીવા આવનારા ગરીબ ઘરાકો પાસ જો પૈસા નહીં હોય તો તેને બદલે કોદરા, નાગલી વીગેરે અનાજ લઇ તે ઉપર દારૂ આપતો. એ પારસીએ ફીકલો નામનો એક દુબલો પીઠામાં ચાકરી રાખેલો હતો. હવે દુકાંનમાં પૈસાને બદલે અનાજની વકરી એટલી મોટી થતી હતી કે જેને માટે ખાસ કણુગાઓ બાંધવા પડતા હતા—એ અનાજમાં મુખ્ય કરીને કોદરા ઘણુા હતા. દરરોજ જેટલા કોદરા આવતા તેટલા ફીકલા પાસ તે ભલો પારસી માલીયા ઉપર બાંધેલા કણુગામાં નખાવતો. હવે બન્યું એવું કે આ સામટો અનાજ જોઇને ફીકલાની નજર ફ્રરી. તેણે રોજ તેમાંથી ચોરી કરવા માંડી, અને ખવાય તેટલો ખાઇને વધે તેનો પોતાના શેઠનાંજ પીઠામાં લાવી આપીને દારૂ પીવા લાગ્યો. એક દીવશે તેણે ખુબ દારૂ પીધો, અને એટલો મસ્ત બન્યો કે તેના બાહારમાં પીઠામાંજ પોતાના શેઠની હજુરમાં નાચવા લાગ્યો, ને બોલ્યો કેઃ—

. તારાજ કોદરા ને તારો દારૂ;
હું નાચું તો કેવો વારૂ?

એ સાંભળી તેની ઠગાઇ ચેતી જઇ તે પારશીએ જવાબ આપ્યોઃ—

મણ મોવડાં ને પાંચ મણ પાણી;
હું નાખું તે એવુંજ જાણી!

## હુશીયાર પોલીસ પ્રોજ!

એકવાર એક બંધવાને છાકટો થવાના વાંક માટે કોરટમાં ઉભો કરવામાં આવ્યો. જે પોલીસના સીપાઇના હસતકમાં બંધવો હતો તેની સાક્ષી લેતાં જડજે સવાલ કીધો કે, “જ્યારે બંધવાને તેં પકડયો ત્યારે તેણે શું કહયું હતું?”

સીપાઇ—તેણે કહયું કે તે પીધેલો હતો.

જડજ—હા, પણ બંધવો પોતે સી રીતે બોલ્યો? “તે” પીધેલો છે કરી તો તેણે નહીંજ કહયું હોએ!

સીપાઇ—હા રે સાહેબ, તેણે એમજ કહયું; તેણે પોતે કબુલ કીધું કે તે પીધેલો હતો.

જડજ—ઉંહુંહું, મારૂં કહેવું તું બરાબર સમજતો નથી; જે શબ્દો બંધવો બોલ્યો હોએ તેજ તું પણ બોલ. શું તેણે એમ નહીં કહયું હતું કે “હું છાકટો છઉં?”

સીપાઇ—નહીં નહીં સાહેબ એમ તે બોલ્યોજ નથી. તેની સું મકદુર કે મારાં મોહડાં ઉપર તમોને છાકટા કહે.

એક વકીલ—નહીં નહીં, નામદાર જડજનું કહેવું એમ છે કે બંધવો એમ બોલ્યો હતો કે “હું છાકટો છઉં?”

સીપાઈ—તે તો ખોદા માલુમ સાહેબ, જો તમોને છાકટા કહયા હોએ તો તે મેં સાંભળ્યું નથી.

બીજો વકીલ—કોર્ટ જે જાણુવા માગે છે તે એ છે કે, બંધવાએ બોલતી વેળાએ કયું સર્વનામ વાપરીઉં હતું; યાને

પેહેલા, બીજા, કે ત્રીજા પુરૂષમાં તે વાક્ય બોલ્યો હતો. ત્યારે હવે સું તેણે એમ નહીં કહયું હતું કે "હું છાકટો છું?"

સીપાઇ—ના સાહેબ તેણે તમોને પણ છાકટા નથી કહયા. સું તમો તે ગરીબ ઉપર એવો વાંક મુકવા માગો છો કે તેણે આખી કોરટનેજ છાકટી કહી?

---

એક ગામમાં એક વૈદ આવ્યો અને જાહેર કીધું કે આવતી કાળે સહવારના છ વાગતે, ચૌટામાં જે લોક હાજર થશે તેઓને વૈદરાજ દરેક માણસ દીઠ ચૌદ ચૌદ આના બખક્ષીશ આપશે. આ ખબર સાંભળી ગામનું ઘણું લોક ચૌટામાં ભેગુ મળ્યું. વૈદરાજ આવ્યા અને સઘળાંની વચમાં ઉભા રહી એક પેટી ઉઘાડી ને નીચે પ્રમાણે બોલ્યા:— "ભાઇઓ આ મુલક મારી જન્મ ભુમી છે. એ મુલકમાં ઉચું વૈદું શીખી હું ઘણા પૈસા કમાયો છું. તેમાં મુખ્ય કરી આ ગામ મને ઘણું વહાલુ છે માટે જે કોઇ મારા કહયા પ્રમાણે ચાલશે તેને દર માણસ દીઠ ચૌદ આના બખક્ષીશ આપવાનો મારો વીચાર છે." આ સાંભળી ચૌટાનુ લોક હર્ખમાં આવી ગયું. પછી બાકસમાંથી થોડીક પડીકી કાઢી વૈદરાજ બોલ્યા "ભાઇઓ અને બાઇઓ, આ જોલાબની અકસીર પડીકીનુ અસલ દામ રૂપીયો એક છે, પણ આ મારાં માનીતાં ગામને ખાતર હું તમારી પાસે દર પડીકાં દીઠ બબે આનાજ લઈશ અને બાકીના ચૌદ આના હું દરેકને બક્ષીશ આપવા માગું છું."

## બાંનુંબાઈ (મીસ નાઈનટી ટુ).

અમારી પડોસમાં મીઠાંમાએની દીકરી બાંનું નામની હતી. જાતે ઘણી હસમુખી હતી. સરવે "બાનુ" "બાનુ" કરી બોલાવે. એક દીવસે બાંનુંને ગળાંમાં કાંટો ખુટો. ઘણુંબી કીધું પણ કાંટો બાહેર નીકળેબી નહી ને અંદર ગળાએબી નહીં. તેઓનાં ફેમીલી ડાકતર પેદરોએ ઘણુબી કરીઉ પણ ફોકટ અને મોહોટા ડાકતરની સલાહ લેવાની જરૂર પડી. ડાકતર પેદરો પારસી કુટુંબોમાં ઘણો જાણીતો થઈ ગીઓ હતો અને ગુજરાતી બોલતો ને લખી વાંચીબી જાંણુતો હતો. આંક પણ શીખીઓ હતો. મોહોટો ડાકતર આવીઓ ને બાંનુંને તપાસીને કહયું કે કંઇ ઉલટીની દવા લખી આપું. પ્રીસક્રીપશન લખતાં દરદીનું નાંમ પુછવાથી ડાકતર પેદરોએ વીચારીઉ કે બાંનું તો ગુજરાતી છે. (એટલે એકાંણું, બાંનું, ત્રાંણું, એમ) કરી પોતે આંક શીખેલા યાદ કરી તેને અંગ્રેજીમાં ગોઠવી મોહોટા દાકતરને કહયું કે "મીસ નાંઈનટી ટુ"! ગરીબ બચારો પેદરો જેવો એમ બોલીઓ કે સરવે જે આસપાસ હતા તેઓને ખું કરી હસવું આવીઉ તેમાં "બાંનું" (મીસ નાઇનટી ટુ) થીબી ખુદરતી રીતે જોસમાં એવું હસી પડાયું કે તેના ગળામાંથી કાંટો બાહેર નીકળી પડીઓ.

---

"ભાઈ, તમને કેઇ કીસમનો દારૂ ઘણો પસંદ?"

"મુફતનો."

## પરખાયજ નહીં એવી શરત.

એક અક્કલના દુશમને પોતાનાં સદરામાં ઈડાં લઈ બીજાને પુછયું કે "મારા ખોળામાં કેટલાં ઈડાં છે? પારખે તો દસેદસ બધાં ઈડાં તુંને આપી દેઊં!"

---

## દાજ્ઞો નિશાળીઓ.

મેહતાજી—પ્રાણીવર્ગમાં એવું કયું પ્રાંણી છે કે જેને દાંત હોતા નથી?

દાદા—સાહેબ, મારી બપાઇ.

---

બે ચાર હીંદુ, એક પારસી, એક મુસલમાન, એ પ્રમાણે ચાર પાંચ જુવાન મીત્રો, ગુરૂપદેવ તાડી પીવા ગયા. તકરારમાં તકરાર ચાલતાં ભાગવતગીતા વીષે વાત નીકળી.

એકે કહયું કે ભાગવતમાં બહુું જાણુવા જેવું છે, ત્યારે બીજાએ મત આપ્યુ કે તેમાં જેટલું છે તે કરતાં લોકો ઘણું મોટું રૂપ આપેછે ઇત્યાદી. આખરે પારસી મીત્ર જેવણુ ઘણુા ચતુરમાં ખપતા હતા તેવણુનો અભીપ્રાય પુછયો ત્યારે તેવણે ડાહાયું મોંહ કરી ઉતર દીધો "ભાગવત! પરારને વરસે હું ત્યાં ગયો હતો—તો મનેતો ત્યાં કાંઇજ જોવા જેવું લાગ્યું નહીં."

મંડળીમાં હસાહસ ને એકબીજામાં આંખના એસારા.

## શરાબ—ખરાબ.

શરાબમાં બે જાતના ખરાબ ગુણ આવે છે—જો તમે તેમાં પાણી ભેળી પીઓ તો તે બગડી જાએ છે ને જો તેમાં પાણી નહીં ભેળો તો તે તમુને બગાડી નાખે છે.



જે પુરૂશને વાંચતાં નહીં આવડે ને પોતાની પાસે મોટી લાઇબરેરી રાખે તે ધણી એક ખુંધા પુરૂશની મીસાલ છે. કેમજે તે પોતાની પીઠ ઉપર શું એબનો બોજ છે તે જોઇ શકતો નથી.



એક વાર સુરતમાં મામાપારખની પહેડી પર મુંબઇના ચાર પાંચ પહેડીના મહેતાઓ બેસીને ખુબ દશાંસ મારતા હતા. પોતાની પહેડીની તારીફ કરતાં એક મહેતો બોલ્યો "હું કહું ! હમારે તાં છે તે કરીને વરહે દારે પાંત્રી ચાલી લાખનો નફો. ફકત ત્રણ હજાર રૂપીઆની તો લખવાની હાઇ—લખવાની હાઇ—થાય."

આ તોપ સાંભળી બીજા મહેતાએ નાખ્યું હાંકયું "અરે ભાય તેમાં તે હું મોટી વાત. છેલ્લી દીવારી પછી હમારા છેઠે હોકમ કારેલો કે હવેથી નામું લખે તેમાં કાંના માતર લખવા નહીં, તો તેટલામાંજ વીહ હજાર રૂપીઆનીજ હાઇ બચી ગેઇ."

આ જબરદસ્ત ધડાકો સાંભળી બીજા બધા લખેશરીઓ "લે ચાલો ભાય જંબાનો વખત થઇ ગયો" કરીને ઉઠી ગયા.

## સુરતી લાલીયાની ગરબી.

રાગ દેહવી—તાલ કુબરી.

(બાપજી દેડિયાં કાંય હરજાયવાં—એ રાહ.)

માતજી જીવો તમે વિકટોયરા;
તમે નાંતના બંદો તોયરારે.—માતજી.

કઈ જૂગો થયા જે હિણાયા,
વળી નીચ જાત ઢેડા ગણાયા;
તે વ્હેમી ધડા તેં ફોયરારે.—માતજી.

હતાં કોઈ અમને નહીં અડતાં,
કદી ઓળો પડે તો લડતાં;
અડે અંગ લૂગડાં જળે બોયરાંરે.—માતજી.

હતા ટોપલાજ માંથે અમારા,
વળી કાખમાંજ રહેતા બુતારા;
હવે ધણા જને તે છોયરારે.—માતજી.

અમે કકોખખો નહી જાંણુતા,
કદી કાગદપર લીટી નહી તાંણુતા;
હવે ગોટપીટ કરે મારા પોયરારે.—માતજી.

છૂને કેછરીહિંગ પાઈને,
તમે તોડી વહેમની વાઇને;
નહી છાજા થતા તે ધોયારારે.—માતજી

બહૂ મોહેરા છાબ અને મેમને,
નહીં ચાલે અમો વિણુ તેમને;
છહૂ કાજે અમને છાથ જોયરારે.—માતજી.

ઘણું જીવો તમે મેંમ કેછરા,
બિજે જનમે અવતરી માત બેચરા;
જિવો તારાં છૈયાં ને છોયરારે.—માતજી.

પિટી કાલી અમ માંથેથી ટીળી,
રોજ આવે તમારી જ્યુબીલી;
જશા ભગતે આ અંતરા જોયરારે.—માતજી.

દોહરો.

દેવ ગયા દૂવારિકા—પીર ગયા મક્કે;
ફીરંગીના રાજમાં—ઢેડ મારે ઢક્કે.

---

નાનાભાઈ મેસમેનને તાંહ તેર છોકરાંની વરૂધી હતી અને પગાર ફકત રૂ. ૧૭ નો! એક દાહાડે બરજોરજી શેઠના જેવણુ પાસે મોટી દોલત હતી અને છોકરાં કાંઈ ન હતાં તેવણુ નાનાભાઈને મલ્યા. નાનાભાઈ પોતના કમનશીબની ફરીયાદ કરવા લાગ્યા તેવણુને દીલાસો આપવા બરજોરજીએ કહયું "કાંઇ નહીં ભાઇ, ધીરજ રાખો, જે પેદાનો કરનાર ખાનારને મોકલેછ તેજ સાહેબ ખાવાનુંબી મોકલેછ."

નાનાભાઇએ નીસાસો નાખી કહયું "તે ખરૂંની ભાઈ, પણ હાલતો પેદાના કરનારે ખાવાવાળાં મારે તાંહ ધકેલી દીધાં અને ખોરાકી તમારે તાંહ મોકલી દીધી તેનું કેમ?"

## નવરોજી શે-એ-એ-એ-ઠ.

નવરોજી લાહેર સરવે રીતે ઠંડા પાણીના માટલાં જેવા અને કાંમ ધંધા વગરનાં અને દરેક ચીજનો બહુજ કંતાળો ખાવા વાળા હતા. આઠ દાહાડે હજામતબી કરાવે અને તેબી હજામને ગળે ધાંટાં પડે ને તેવનના નાંમની બુમ મોહોલામાંથી પંદર વખત "નવરોજી શે-એ-એ-એ-ઠ" પડે ત્યારે ઠંડે કળેજે બારીએ આવી હજાંમને જવાબ દીએ અને દોહોડ કલાકે નીચે ઓટલાપર આવી હજાંમત કરાવે. પડોશમાં મેહેલુજી વકીલ બધી યુરોપીઅન ધપનો રેહેતો હતો તેને આવો ફેસતો જોઇ પેટમાં આડાંઉભાં ઘણા આવે તેથી નવરોજી લાહેરનો ઘાટ સારો ઘડી કાહાડીઓ. રવીવારે નવરોજીની હજાંમતની વારી હતી તેની એક દીવસ આગમજ મેહેલુજી વકીલે પાડોસનાં ધોબીઓનાં આઠ દસ પોરીઆઓને કંઇ લાલચ આપી શીખવી રાખીઆ. જેવો હજામે રવીવારે સહવારે "નવરોજી શે-એ-એ-એ-ઠ" કરી મોહોટેથી બુમ પાડી કે સરવે પોરીઆઓ તુરતજ "ઘોડે ચઢીઆ" કરી મોહોટે અવાજે બોલીઆ. આ સાદ સાંભળી આખો મોહોલો બારીએથી તમાશો જોવા તુટી પડીઓ. હજામબી મારો નાહાલો બાંગર તે નવરોજીની ખોડ ભાંજવા પાંચ છ વખત "નવરોજી શે-એ-એ-એ-ઠ," "નવરોજી શે-એ-એ-એ-ઠ," બુમ પાડીઆ કીધી અને તરતજ પેલા પોરીઆઓ "ઘોડે ચઢીઆ" "ઘોડે ચઢીઆ" કરી જવાબ આપે. નવરોજી લાહેરનો તો જબરો રકાશ થઈ ગયો પણ મેહેલુજી વકીલની આએ તાલથી નવરોજીએ પોતાની ખોડ છોડી.

## કાજીજી જોરૂ નહીં લાયા, બરા પાપ લાયા.

તમારો નમનતાઇ ભરેલો સેવક કુંવારી હાલતમાં ૩૫ વરસની ઉમર સુધી ખુશાલ હતો. પુઠે હાથ ને જુમેરાત! આપણે ગરીબ આદમીને વળી બાયડી શાંની જોઇએ. આપણે સાંભળેલું કે બાયડી આવે કે આએ લાવ ને પેલું લાવ એમ ખરચમાં માર્યા જઇએ. ના રે બા! ખાઇએ પીજીએ ને વળી ખુશાલ. વળી કુંવારા એટલે જરા પરણેલા કરતાં ભાવબી વધતો.

જે ઘરમાં હું રેહતો હતો તેને ભોંયતલીએ સુનાં નામની એક વીધવા બાઇ, આબરૂદાર પણ અઘોર વરસ ચાળીસેકની રેહતી હતી. આ બાઇને દર માસે ૧૫ રૂપીઆ હું આપતો તેમાં બે વાર મને ખાવાનું પોંહોચાડતી અને તે કેવું ખાવાનું! તેણીની પકાવવાની શકતીની હું તારીફ કરી શકતો નથી.

હું ખાતરીથી કહું છું કે તેણીને હાથનો ઇંડાંનો પોળો કે લોહોરી પર તતરાવેલા લીલા બુમલા કે વઘારેલી ખીચડી અને ખાટો લેવટીનો પાટીઓ એક શાહ બબરચીને પણ શરમમાં નાંખે. તેણીને હાથે બનાવેલા પોપટજી, ચાપટ વગેરે સેંકડો મોંહ સવાદીઆંએ મારો ટેસ્ટ એટલો તો બગાડી નાંખ્યો હતો કે બીજાંને હાથનું પકાવેલું તો મારે ગળે ઉતરેજ નહી. ત્યારે હવે સુનાં ગરીબ, ઘેરના મોંભ જેવડી ઉંચી, પટેટા જેવાં નાંક વાળી, હોઠ પર જીણી મુંછવાળી, અને બકરા જેવા સાદવાળી હતી તેમાં મારા બાપનું શું ગયું. આપણુને તો ફકડ ખાધાના ધણી.

કુંવારી હાલતે હું સુખી મારો ખોદા સુખી, મારો રમકડાં

જેવો નાહાનો ઓરડો મને વાહલો. કોઇ કોઇવાર એકાદ મીત્રને જમવા તેડું તો તે સુનાને હાથનું રાંધેલું જમીને મધન થઇ ઘર જાય. ગમે ત્યારે બહાર જઇ ગમે ત્યારે પાછો આઉં કોઇ પુછનાર કે પરછનાર નહીં મળે. વીસ વરસની છોકરીઓ મને જોઈ મલકાય અને તેમની માતાઓ ઓવરાઇ ઓવરાઇ જાય ત્યારે વળી મને શું ઘેલું લાગેલું હોય કે આવી પચીસનો પ્યારો તે એકને પરણીને હાથ પગ ભાંજી બેસું. ના ભાઇ આપણને તો બાયડી નહીં જોઇએ!

આટલા દહાડા તો હું કોઇ નોકર રાખતો નહીં હતો પણ કોણ જાણે શું કમબખતીએ મને ઘેરીઓ કે મારો ઓરડો સાફ સુફ રાખવા મેં એક પારસી ચાકર રાખ્યો. સુનાબાઇના હાથનાં પકવાનના તેવણને તો એવા ચષ્ટા લાગ્યા કે જ્યારે જોઇએ ત્યારે તેવણ સુનાંની રાંધણીમાંજ બેઠેલા હોય. પહેલાં તો મેં કાંઈ દરકાર કરી નહીં પણ આખરે એક દહાડે સુનાંબાઇ-એ મને ભડકાવ્યો.

“જી, આવતે મહીનેથી મારેથી ભાણું આપવાને બનશે નહીંજી, તેથી તમે તમારૂં જોઇ લેજોજી.”

હું ઈજીચેર ઉપર અરડાઇને બેઠેલો હતો ત્યાંથી મારી છલાં-ગને ઉઠયો અને પુછયું, “કાંય વારૂં, એમ કાંય?”

સુનાંબાઈ જરા લજવાઇને બોલ્યાં “જી તમારા નોકર જમશેદજી સાથે દાંના પારી જવાની છું જી. હમે ગરીબ માણુસ એમનાં એમ કાંહાં સુધી ચલાવ્યે, પછી હમારાં મોત લાકડાંનું કોણ કરે?”

મેં જવાબ દીધો “અરે પણ ભલાં માણુસ, એમ કાંઇ

તારેથી મને મુકીને જવાય; આપણુને એક બીજાંની ગમ પડી રહેલી. તું ને જમસો પરણો, હજાર વખત પરણો પણુ પરણીને અહીયાંજ રેહો, તમે કેહો તો તમારો ને તેનો બેઉનો પગાર વધારી આપું."

સુનાં ડોકું હલાવીને બોલી "નહીંજી એમ તો નહી બને. મારી પાસે ને જમશેદજી પાસે થોડું નાંણું છે તે અમે સુરત જઈ હોટલ ઉઘાડવાનાં છીએ. મને અગાઉથીજ એવું ધકે હતું તે હવે પાર પડવાનો વખત આવ્યો. મને જવા તો ગમતું નથી પણુ હવે તો છુટક નહી."

આટલું બોલી સુનાં તો ગઇ, આપણે તો ગભરાટમાં પડયા. એનું સત્યાનાંશ થાય! હું તો ભુખે મરી જવાનો. ઘણાબી ઉપાય વીચાર્યા પણુ એકબી તાલ બંધ બેસે નહીં, મારા માંનીતા સહરા સહરા ઇડાંના પોરા વગર કેમ ચાલે! ઘણો વાર વીચાર કરી મેં સુનાંને પાછી બોલાવી.

"જો સુનાંબાઇ તમે આએ પ્રમાણે મને અધવચમાં મેળી ચાલી જાઓ તે કાંઇ વાજબી નહીં. તમારેથી જવાયજ નહીં, તમારે જોઇએ તો પંદરના તીસ લેઓ."

"નહીંજી, હું જમશેદજીને કબુલ થઈ એટલે મારેથી હવે ફરાય નહીં."

હું આંખ વીંચીને કાંસવા લાગ્યો.

"બીજું કાંઈ કેહવોછ જી."

"પણુ હું ભુખે મરી જઈશ."

"અરે જી એ તો કેહવાની વાત, પેહલાં જરા મોંહોડે નહીં આવશે પછી તો મારા કરતાં કોઇ સરસ મળી આ-વશે." આંમ બોલી સુનાંબાઈ તો વળી પાછાં જતાં રહયાં.

મેં વીચાર કરી જમસાને બોલાવ્યો. જમસો નખ્ખોદ ગીઓ મોંહ મટકાવતો મટકાવતો આવ્યો. તેનો સદરોજ દૂરથી ઇડાંના સહરા સહરા પોળા જેવો વાસ મારતો હતો. મેં કહયું "બચ્ચા જમસા, તેં શું એ નખ્ખોદ ઘાલ્યું? મેં તુંને ચાકરીએ રાખ્યો તો તું મારૂંજ કાટલું કાહાડવા બેઠો કે?"

જમસાએ તરકડો થઇ જવાબ દીધો "તે હાહેબ, તમે કાંઇ ગોલામી ખત બત લખાવી લીધુંતું કે. તમોને હું છે? આજે રાખો ને કાલે નહીં. પછી અમે હમારા બુઢાપામાં કાંહ જઇએ?"

"પણ મને અરચણ ઘણીજ પડશે તેનો કાંઈ ઈલાજ!"

"તે તો હાબ તમે જાણો. તે હારૂં હું કાંઇ અમે અંહીં પરી રેહવાના હતા?"

"જો જમસા જરા વીચાર કર. તુંને તો બીજી ઘણીબી બઇરી મળશે. સુનાંમાં શું ગોળ ઘાલેલો છે? મોટા ગરીબ ઘેરનો મોભ ને વળી એબ લગામણું દીલ—તારા જેવાને શું સારી સોવામણી બઈરી મળવાની નથી?"

"તે હંધું ખરૂં હાબ. એમ તો મારા કાકાની છોકરી એક હત્તર વરહની છે—કેવી નરી જાણે મડમ પણ પાહે એક

પૈહો નહીં મળે. ને હુના ગમે એવી ઉંચી છે, વાંકી છે, ટીકી છે, પણ પાહે ઠીક ડલ્લો તો છે, તે પછવારેથી કામ લાગે કની?"

"પણ સુના પાસે એટલા બધા તે કેટલા પૈસા છે તે તો કેહ."

જમસાએ મને રકમ કહી અને ત્યાંથી ગયો. મેં મન સાથે વીચાર કીધો કે જમસાને તો એ રકમ આપીનેબી ખસાડી મુકું પણ સુના પછી છેરાઈને ફરી બેસે તો! સામા ગાંઠના ગોપીચંદ થાય. પણ સબર! જમસાને ખસેડી મુકી સુનાને કાંઈ રકમ આપી રાખું તો!

આવો ઠરાવ કરી બરાબર લાગ જોઇ નવરૂં હતું ત્યારે હું નીચે ઉતરયો અને સુનાની રાંધણીમાં પેઠો. તે સદરા ઉપરજ રોટલી કરતી હતી. મને રાંધણીમાં જોઈ તે અચરત થઇ. મેં કહયું "સુનાંબાઇ! સુનાંબાઇ! શું આજે તમારે હાથનો પાટીઓ! વાહ! કાલે શું ખાસ્સી કચુંબરનો ચટાકો બનાવ્યો હતો! જો સુનાંબાઈ તમે જશો તો હું ઝુરીને મરી જઈશ. કાંઈ તો વીચાર કરો."

સુનાંબાઇ આંખે રૂમાલ લગાડી બોલ્યાં, "જી હું શું કરૂં, નાચાર છેઉં."

"પણ તારે અંહીજ રેહવોની?"

"તારે તો જમશેદજી સાથ દગો કીધેલો કહેવાય."

"તારે મારી સાથ દગો કરો તે કાંઇ નહીં?"

"તમારી સાથ દગો સાનો. તમારી તો ખાધાની વાત ને આ તો દીલની વાત."

"પણુ પેટને ખુશી કરો તો દીલબી ખુશી થાય. હું તો આજે તમારી પાસેથી કબુલાત લીધા વના જવાનો નથી."

"જી, તમે બોલોછ તેનો વીચાર કરતા નથી. મને એક ઠીક ઘેર કરવાનું મળે તો મને બીજું સારૂં નહીં મળે તાંહ સુધી તેને છોડી શું કામ દેઉં?"

મેં કહ્યું "પણુ એ કરતાં સારૂં ઘેર મળે તો?"

"તો વરી શું—તે વખતની વાત તે વખતે."

હું થોભ્યો અને મારાં મન સાથ કચવાવા લાગ્યો. ઢેડાનાં ખાધાં લગણુબી પંદર દહાડામાં થવાનાં. તેવામાં સુનાએ ચુહુલા ઉપરની તપીલીનું ઘાંકણુ ઉઘાડી કડછી કરી તો આહાહા! શુ શોહોડમ! કાંઇ નવીજ વાણી હતી અને તેની લેહજતથી મારાં નાકનાં ફીફડાં ફાટી ગયાં, આહાહા! ખરૂં બેહસ્ત તે એજ! મારેથી વધારે રેહવાયું નહીં તેથી બોલી ઉઠયો "વારૂ સુનાબાઇ, જમસાને બદલે હું હોઉં તો મારૂં ઘેર કેમ?"

"વાહ! વરી એમાં પુછવાનું શું જી! તારે તો મારૂં નશીબજ જાગેતો."

"તો ઠીક, મારી સાથ પરણો અને અંહીજ રેહવો."

"ઓ મરૂંરે" એમ કહી સુનાબાઈએ ઉઠી ખડીએ હાથેજ મને ઓવરણાં લીધાં.

સહવારના જમસા સાથ સેવકને ખુબ બાઝી પણુ તેને થોડું ઘણું આપી મેં પતાવી દીધો. તે તો ત્રીજે દીને પોતાના

કાકાની છોકરી સાથ પરણી બેઠો અને મેં સુનાબાઈ સાથ સારૂં સારૂં ખાધાને જીવે લગણ કીધાં !

લગણને બીજે દીને મારી બાયડી કહેવા લાગી "જી આજે ચાર પાંચ બબરચી તપાસી જોયા તેમાં એક સારો છે તેને મેં કાલે બોલાવીઓછ."

મેં કહયું "બબરચીનું શું કામ છે? તારી બરાબરનું રાંધવાવારૂં વળી કોણ મળવાનું હતું?"

મારાં ધણીયાણી ઠણકો કરી બોલ્યાં "તો લેરે! આવજો મોહોનું ધોઈને. હુ હવે ઘેરની શેઠાણી તે રાંધું કે! જોઇએ તો ચાકર રાખો, નહીંતો પાંઉ ને મહલાઇ લાવીને ખાજો. આપરે હવે રાંધણીમાં જવાના નથી!"

મેહરબાન વાંચનાર! જરા મારી દયા તો કર!

---

## મોરની ચાલે તીતર.

નામીચા ફ્રેંચ ઉસતાદ રાબેલેને માટે એક રમુજી વાત કેહવામાં આવે છે. જેવારે રેબેલે તદન કરકો બાશદ હતો ત્યારે તેની ખુશી પારીસ જવાની થઈ. પારીસ બસોએક મૈલ દુર હશે એટલામાં ખરચી ખુટી અને તદન અટકી બેઠો. તેણે શું કીધું કે બજારમાંથી થોડો લાલ ભુકો લાવી ચાર પાંચ નાહાના નાહાના પડીકાં બાંધ્યાં અને એક ઉપર લખ્યું "પાદશાહ સારૂં ઝેર" બીજા ઉપર લખ્યું "શાહાઝાદા સારૂં ઝેર" ત્રીજા ઉપર લખ્યું "વડા પ્રધાન સારૂં ઝેર" આ પ્રમાણે પડીકાં તેયાર કરી પોતાના હાટલની ટેબલ ઉપર સઉ જોય તેમ

મુકી બહાર ગયો. આ પડીકાં ઉપરનું લખાણ જેવું હાટલના ધ-ણીના વાંચવામાં આવ્યું કે તેણે મોટાં ઇનામની લાલચે લાગલો એક સવાર કાહાડી પારીસ ખાતે સેકરેટરી આફ સટેટ ઉપર મોકલ્યો અને જણાવીઆુ કે એક જબરદસત ધુનાહ પકડાઇ આવ્યોછે માટે તાકીદેથી આ ઝેર દેનારને પકડવો. તુરત લશકરી ટુકડી આવી લાગી અને રેબેલેને પકડી ગાડીમા સવાર કરી ધામધુમથી પારીસ ખાતે લઇ આવ્યા. ત્યાં આવી પોંચતાંજ સઘલી કોરટે નામીચા મશકેરા રાબેલેને ઓળખ્યો અને ઝેર તપાશયું તો ઇટના ભુકા શીવાય બીજું કાંઇ મળે નહીં. સઘળાઓ રેબેલેની પારીસ પોંચવાની આ સીફ્ત વીશે વાખવાખી કરવા લાગ્યું અને તેને રાજના ખરચે અમનચમનમાં રાખ્યો. અલબતે રાબેલેને બદલે બીજો કોઇ નબલો પોચો હતે તો મુશકા તાટ થઇ જતે.

---

## ભાગ લાગનો વહીવટ.

પેશતનજી પચુકરી અને સોરાબજી સાહુકારે પતીઆલાંમા ધંધો કરવાનુ શરૂ કીધું. સોરાબજી સાહુકાર પાસે ઝેહર ખાવાની અડધી નહીં. એક દાહાડે શોરાબજીને રસતામા એક ઓળખાણવાળો મલીઓ તેણે પુછયું "કેમ શેઠ! મેં સાંભરયું કે તમે વેપાર કરવો શરૂ કીધોછ?"

"હાજી"

"પણ તમારી પાસે થાપણ તો કંઇ નથી?"

"તો શું થયું—થાપણ નથી તો ધંધાની સીફ્ત તો છે!

થાપણવાળો ભાગીઓ એક મેં શોધી કાહાડયોછ: તેની થાપણ ને આપણી સીફત!"

"હેં! કેટલાં વરસ સુધી ભાગ રાખશો?"

"ત્રણ વરસ."

"બસ, એટલાંજ?"

"અરે બાપુ એટલાં વરસમાં અમારી બાજી ઉલટી સુલટી થઇ જશે. થાપણ મારી થશે ને ધંધાની સીફત એ શીખશે."

---

**શાવક્ષા**—(દરબાનને) પેલાં માણુસને અંદર કેમ આવવા દીધો? બસ હવે મારી ખાતરી થાયછ કે જે લોકોના નામની પછવાડે **બાન** બોલ લાગેલો હોય તે લોકો ઘણાજ બેઅકલી હોયછ.

**શીરીન**—એમ તમારી ખાતરી કેમ થઈ વારૂં!

**શાવક્ષા**—તો જોની દર**બાન**, ગધે**બાન**, દીદ**બાન**, એ બધા ખરે ખરા બેઅકલી જેવાજ હોયછ કેની?

**શીરીન**—હા, હા, ઓંજીઉં એમ કંઈ છે ખરૂં! તમેબી મરૂં ખુબ અક્કલ દોડાવી હોં!

**દરબાન**—(હલુ રહીને નમાને આવાજે) અલબત! અલબત! આપ સાહેબે અક્કલ ખુબ દોડાવીછ ખરી મહારા **મેહેરબાન**!

આટલું સાંભલતાં વાર શીરીનબાઇ તો ચાલતીજ પકડી ગીયાં પણ શાવક્ષા શેઠ તો બોચી ખંજવાલતા ઉભાજ થઇ રહ્યા.

એક દહાડે પેસુ નામના એક નાટક કમપનીના ખેલાડીને બે મુસલમાનોએ સમાલકોઝ કોર્ટના બેલીફની સાથે ૨૦ રૂપીયાના કરજને માટે પકડયો. એવું બન્યું કે એટલામાં માછલી-પીઠના દસ્તુર જામાસ્પજીની ગાડી ત્યાંથી પસાર થઇ જતી હતી. આ જોઇ પેસુએ પોતાના માગનારાઓને કહયું "ભાઇઓ, આ લેઓ, મારા કાકા જામાશજી દસતુર ચાલ્યા, એવણુને એક બોલ કહેવશતો મારૂ કરજ બધા ખરચ સુધાં ચુકવી આપશે અને તમારો ને મારો છુટકો થશે." માગના-રાઓએ રજા આપવાથી પેસુએ દસ્તુરજીની ગાડી એસારત કરી ઉભી રખાવી અને બારીમાં ડોકુ ઘાલી દસ્તુરજીને કહયું "સાહેબ, મારો એક અજીમ ગુનાહ થયોછે તે બચાવી લેઓ. હું ઘણો શકતીમાં આવી ગયો તેથી આ બલા મુસલમાનોને મેં કબુલાત આપી કે હું મુસલમાન થઈ જવશ, પણ તેટલાં મારો માંનીતો ધર્મ યાદ આવી જવાથી હું હવે ઘણો પસતાંઉછું વાસ્તે કાંઈબી કરી મને છોડાવો સાહેબ." દસ્તુરજીએ બોલાઇમાં જવાબ દીધો "કાંઈ નહી દીકરા ફીકર ના કર, હું એ લોકને સમજાવી લેઈશ." પછી માગનારાઓને હાંક મારી કહયું "ભાઈઓ તમે એને હમણાં તો જવા દેઓ અને સાંજનાં મારી પાસે આવજો હું તમુને સમજાવશ." બેલીફ જે પારસી હતો તેને દસ્તુરજીસાહેબને ઓળખવાથી, સઘળાઓએ નમીને સલામ કીધી અને પેસુને છોડી દીધો. સાંજનાં માગનારાઓ અને બેલીફ દસ્તુરજીને ત્યાં જઇ ઉભા. દસ્તુરજીએ પુછયું "ભાઇઓ એક માણુસની મરજી ઉપરાંત તેનો મજહબ છોડાવવો એ કાંઇ તમને લાજમ છે?" બેલીફે અચરત થઈ પુછયું

"મજહબ! સાહેબ? મજહબ સાનો—તમારા ભત્રીજા સામે ૨૦ રૂ. ની આ લોકની ડકરી છે, તેનો હવાલો તમે સાહેબે લીધો તેથી તેને છોડી દીધો વાસ્તે હવે અમે તો તમુને ઓલખ્યે." દસ્તુરજીએ જોયું કે આતો બન્યા ને ગડબડ કરશું તો પાસાબાગ, જેના તેવણ મેમબર હતા ત્યાં ઉલટા ચોરયાઓ ફજેતો કરશે માટે મુગા મુગા ઉઠી અવાખશે પરેશાન કરી કબટમાંથી ૨૦) રૂ. કાઢી આપ્યા.

---

ડાહ્યા માણસો કેહે છે, તે ખરી વાત છે, કે "સોનાની પરિક્ષા આતશથી, બાયડીની પરિક્ષા સોનાથી, અને પુરૂષની પરિક્ષા બાયડીથી થાય છે."

---

હાલ એક જણે એવી ગણુતરી કાઢી છે કે વેલાત ખાતે ગએ વરશ ૫૪૦ બાનુઓ બેશુધ થઈ ગઇ તેમાંથી હરખી હરખ ગ્રહસ્થોના હાથમાં પડી ગઇ. માત્ર બે જણીઓ બચારી કમનસીબે ભોંય ઉપર તુટી પડી. (કેવુ અજાયબ જેવું!)

---

## ઘરડા—જુવાન.

એક ફીલસુફ કહે છે કે દરેક જણે ઘડપણમાં જુવાન થવું જોઇએ, અને જુવાનીમાં ઘરડા થવું જોઈએ. એટલે કે એક ઘરડા માણસે ખુશ મીજાજ અને રંગીલા રેહેવું જોઇએ, અને જુવાન માણસે ડાહયા અને સમજુ થવું જોઇએ.

## બાડાની સુંઠ.

એક ઘણાજ લાડકા ધણીએ પોતાની મોહોરદાર પર નીચે પ્રમાણે તાર મોકલ્યો:—

"આજે બપોરે શું રાધ્યુંછે ને બુચો કેમછે?"

જવાબ આવ્યો કે "ધાનશાક ને ગોવરૂં."

---

એક હસમુખો લખનાર કહે છે કે મેં એવાં નાઝુક બઇરાંઓ જોયાં છે કે જેવો ઘોડા ઉપર સ્વારી કરવાને બીહે છે કે રખે ઘોડો લઇને નાસી જાય; મછવામાં બેસવાને ડરે છે કે રખે મછવો ઉંધો વળી જાય; રસતામાં ફરવાને બીહે છે કે રખે હાર લાગીને સરદી લાગે પણ મેં એકબી બાંનુને એવી જોઇ નથી કે જેણી **પરણવાને** માટે ડરતી હોય.

---

## એક નવીજ શોધ.

**ફરામજી ફોટોગ્રાફર**—હમણા હમણા તો એવું થવા લાગ્યુંછ કે ફોટોગ્રાફ રાતને વખતે પણ લઇ શકાય છે.

**નવલું**—હં! એ તે વરી કયારથી?

**ફરામજી**—એમાં કંઇ અજાએબ થવા જેવું નથી.

**નવલું**—બા હુંતો બહુ અચરત થાઉંછ—એવી શોધ તો આજેજ સાંભરૂંછ.

**ફરામજી**—અરે એમાં શોધ તે શાની બરીછ—મારે ત્યાં ગઇ રાતના ચોર આવ્યા તે બધા ફોટોગ્રાફ રાતના લઈ ગયા!!!

## બાર વાગી ગયા !

શોહરાબદારૂ કકલીયો હીજાદારૂના લગનમાંથી રાતે બારોબાર થઇને ઘેર આયો. ઘોલીયાપર જરા રતી આરામ લીધો નહીં એટલામાં ઘડીઆલમાં બાર વાગા. આ જોઈ શોહરાબદારૂ જેવણુ હજુર "થે" થયલા હતા તેવણુ મોટી ગભીરતાથી બોલ્યા,

"પીલાઈ, આપરૂં ઘ-ઘ-ઘડીઆલ તો છેકજ ગીયુંઝો."

"કાંય શું છે. કાણ કેહેશ કે ઘડીઆલ છેકજ ગીયુંચ" શોહરાબદારૂની બઇરીએ જવાબ દીધો.

"પણુ ઝોની તુજ. બ-બાર વખત એ-એક-ક-ક વાગો."

---

ઉપલાજ શોહરાબદારૂ કકલીયા પેસતનજી પાલીયાને ત્યાં અસતમ ભણુવા ગીયા. અસતમના ભોણુાની સુગંધથી આપણુા શોહરાબદારૂંનું હોજરૂં મોંહના આગળ આવી ગરબડ કરતું હતું. કોઇ રાંધણીમાં હાજર ન હોવાથી એક કતલેસનો કટકો મોંહમાં મુકયો. પેસતનજી પાલીયા જેવણુ આ સઘળું જોતા હતા તેવણુ આગલ આવી બોલ્યા "હત ! મેં નહીં ધાર્યું હતું કે તમે એમ કરશો, પણુ——"

"હટ ! સાહેબ મેં નહીં ધાર્યું હતું કે તમે એમ ભરાઈને જોશો" શોહરાબદારૂએ હાજર જવાબ વાપરી કહ્યું.

## હસતાં ગામ વસતાં.

હસવાનો એક ફાયદો નીચલી વાત ઉપરથી માલમ પડશે.

એક વેળા એક વાહાણ તોફાનના સપાટામાં આવી ગયું અને ખલાસીઓ નાચાર થઈ બંદગીમાં મશગુલ હતા તેવામાં એક નાનો છોકરો ખડખડ કરતો હસી પડયો. બીજાઓએ તેને આવા કવખતે હસવા સારૂં ઠપકો દીધો અને તેનું કારણ પુછ્યું.

ચેકુસે જવાબ દીધો "હું એમ હસતો હતો કે જ્યારે આપરો સુકાણી દરીઆમાં પડશે ત્યારે એના રાતાં સુરન જેવા નાકનો કેવો સુરરર કરતો અવાજ થશે."

આ હસવા સરખા બોલોથી સઘળાંઓથી હસવાનું થોબાયું નહીં અને આથી કરી તેઓના દીલમાં એવું નવું શુર આવ્યું કે આખરે તેઓ ઘણી મેહેનત કરી વાહાણને કીનારાપર સહી સલામત લાવ્યા.

---

શાપુરજી સુરતી પોતાના દોસ્ત નવરોજી નકટા જેવણ માટે રેહેતા હતા તેવણ પર દર કાગલે લખે કે 'ગરીબ લાયક કામકાજ લખજો.' આથી કંટાલી જઈ નવરોજી નકટાએ પોતાને માટે બે બુટની જોર મંગાવી. એક મહીનો ગયો, બે મહીના પસાર થયા પણ સુરતીભાઈએ તો બુટ વીશે અખાડા કીધ ૭ મહીના પછી તેવણે પોતાના આ દોસ્તને

ઘેર જવાનું મન કીધું અને એવી તકને લીધે એક કાગલ નીચે મુજબ લખ્યું :—

"પ્યારા ભાઈ નવરોજી નકટા,

તમોએ બુટ મંગાવવા વીશે કાગલ લખ્યું તું તે મને નહીં પુગવાથી મારેથી મોકલાયાં નહીં. નહીંતો જરૂર આટલું તમારૂં કામ પાર પાડી આપતે.

હું છું તમારો શેવક,
શાપુરજી સુરતી."

---

એદલજી બીડીકણુના બાપ, બપાવા ને બપાવાના બાપ દેશાવરમાં મરણ પામ્યા હતા તેથી તેવણે ઠરાવ કીધો કે મારે દેશાવર જવુંજ નહીં. આ ઠરાવ સાંભળી એક હસમુખા મીત્રે પુછ્યું "તમારા બાપદાદા દેશાવરમાં મરી ગયા તો ખરા, પણ તે વખત તે લોકના દીલમાં કપડાં હતાં કે?"

"હાસતો વળી—કપડાં નહીં હોય?"

"ને તે લોક ઘેરમાં ગુજરી ગયા કે રસતામાં?"

"ઘેરમાં—અલબત."

"તારે મારી તમુને સલાહ છે કે તમે હવે પછી ઘેરમાં રેહવુંબી નહીં ને જીવો જાગો તાંહ સુધી કપડાંબી પેહરવાં નહીં."

---

નુરદીન ને ઇશમાલજી બંધે દોસ્તો વેપાર કરવા બીજે દેશ ગયા. ત્યાંથી પાછા ફરતાં બંધે પાસે વાસણો હતાં, પણ ખાવાનું કાંઇ ન હતું, માટે વિચારમાં પડયા કે રાત તો બગડામાં કાહાડવી પડશે, માટે કેમ કરવું. ખુદાના હુકમથી

એક મરઘી ચરતી નજર આવી તે તેઓએ તપ્કડાવી અને વિચાર કીધો કે રાત પડે કે ભુંજીને ખાઇ જવી. હવે નુરૂદીન અને ઈશમાલજી વચ્ચે વાંધો પડયો. એક કેહે કે હું વધારે ખાંઉં અને બીજો કેહેજે હું. આખરે એક મતથી બંધેએ ઠરાવ કર્યો, કે આપણે બંધેએ હાલ તો સુઈ જવું અને ઉંઘમાં જેને ઘણો સરસ ખુઆબ આવે તે વધારે ભાગ ખાય. હા કહી બંધે સુતા ખરા પણ નુરૂદીન પોહોંચેલો હતો તેણે હલુસે ઉઠીને મરઘી ભુંજી કાહાડી અને બીજીગમ સંતાડી આવ્યો. થોડીવારે ઓલ્યા ઇશમાલજી ઉઠયા અને કેહેવા લાગ્યા, "ઓલા નુરૂ, હુંએ તો બઉ અચ્છો ખુઆબ દિઠો, માટે મુરઘી તો મને ઘટે."

**નુરૂદીન**—હેં! ભલા તે શું તે મુને કહે તો ખરો.

**ઈશમાલજી**—તો સાંભળ. ખુઆબમાં હુંએ એક ફીરસ્તાને હોડીમાં ફરતો દિઠો. તે મુને સાથે બેસાડી દરીઆમાં ફેરવવા લઇ ગયો. વાહા! દોસ્ત, ત્યાંનાં દેખાવનું શું બ્યાન કરૂં! સેવક તો ખુશ ખુશ થાઇ ગયો, પછી હુંએ ખુદાજી પાસે મુને લઇ જાવાને ફિરસ્તાને મીન્ત કીધી તો તેણે મુને સાથે લઈને ટાં જાવા હોડી હંકારવા માડી, પછી——

**નુરૂદીન**—હા દોસ્ત, સચી વાત છે, હુંએ પણ તમુને નિચ્ચુસે ટાં ફિરસ્તા સાથે જાતા જોયા અને બંદાએ ધાર્યું કે ઇશમાલજી બચ્ચો કાંઇ બેહેશત છોડીને પાછો ફીરે નહીં, માટે એકલાએજ મુરઘી ભુંજી ખાધી.

**ઈશમાલજી**—(જેવણુના પેટમાં ભુખે કકરા ઉઠતા હતા તેવણુ નાશીપાસી સાથે) અરરરર! આ શું થી ગયું!

## ઘરડી ઘોડી ને લાલ લગામ

યાને

## "સાહાઠ વરસનો માટી તેને દસ વરસની કન્યા, લાલ કેમ કીજીએ."

ભાટીયા વાણીયાઓમાં સાહાઠ વરસના ડોસાઓ નવ વરસની ધણીયાણી ખોળે બેસાડી લાવે છે ત્યારે તેઓને જંગલી, ક્રુર વગેરે વીષેશણો લગાડવાનો આપણામાં તેમાં મુખ્ય કરી ઇંગ્રેજોમાં રવૈયો પડેલો છે. ઇંગ્રેજ ભાઇઓ ગમે એટલી નાકે જીભ લગાડે તોયે આ બાબદમાં કોઇ કોઇવાર તેઓમાં થતાં કજોડાં લગણુ હીંદુ ભાઇઓનેબી વીસરાવે છે. હીંદુ મરદ તો સાહાઠ વરસનો થઇ બાર વરસની કન્યા લાવીનેજ મુગો બેસે છે, પણ યુરોપમાં તો હેંસી વરસની કાજગરી બાનુ અઢાર વરસના છોકરાઓ પરણી લાવે છે તેનું કેમ ?

નીચલી કેટલીક નોધો ઉપરથી અમારા વાંચનારાઓને રમુજ સાથે કેટલીક જાણવાજોગ વીગતો મળશે :—

**લગણ**—"બાઠ ખાતે કેપટન હેમીલટન, ઉમર વરસ ૩૦ તે એક આબરૂદાર અને પૈસાવાળી બાઇ મીસીસ મનસન સાથે, ઉમર વરસ ૮૫."

**લગણ**—"ફેબ્રુએરી ૧૭૬૯—કુકસબર્ગ ખાતે રાબર્ટ જડજ એસકવાયર, ઉમર વરસ ૯૫ તે મીસ એની ન્યુજંટ સાથે ઉમર વરસ ૧૫." આ લગણની નોધમાં પરણનાર 'છોકરો'

(૯૫ વરસનો) જાહેર કરે છે કે રાજા વીલ્યમની લડાઇઓમાં તેને નાક ઉપર ગોળી લાગી હતી.

નીચે પ્રમાણેનાં લગણની જાહેરખબર તે વેળાનાં એક વર્તમાન પત્રમાં છપાયલી ઉતારી લઇએ છઇએ :—

લગણ—"ડીઝેમબર ૧૭૫૫—યાર્ક ખાતે મી૰ થામસ, તે યાર્કશાયર રીજમીટનો ગ્રાંનેડીયર, ઉંચાઈ છ ફીટ બે ઇંચ— તે ટેંનીકની રેહવાસી મીસ હેના સાથે, ઉંચાઈ ત્રણ ફીટ બે ઈંચ, તથા સાથે પાંચ હજાર પૌંડનો ફાલો."

એજ પત્રના અંદર એક બીજાં લગણની નોંધ આવેલી છે જેમાં વરરાજાની ઉમર ૮૦ અને કન્યાની ઉમર ૮૫ની જણાવેલી છે અને તેમાં વળી પરણનાર જોડું જાહેર કરે છે કે "અમારા વચે 'કોર્ટશીપ' યાને લગણની આગમજના સંધેસા આજ ૬૦ વરસ થયાં ચાલુ થયા હતા."

ડયુક આવ રીચમંડ અને અરલ કેડોગન નામના બે નાંમીચા ઇંગ્રેજી ઉમરાવ અઠંગ જુગારી હતા. એવું બનયું કે જુગારમાં ડયુક આવ રીચમંડ પોતાનું સર્વસ્વ હારી ગયો અને સેવટે લાર્ડ કેડોગનનો મોટો કરજદાર થઇ પડયો. લાર્ડ કેડોગને આ દેવું ફીટાડવા માટે સુચના કીધી કે તેની છોકરી લેડી સાહારા જે માત્ર ૧૩ વરસની હતી તેનાં લગણ જો ડયુક આવ રીચમંડના ૧૮ વરસના છોકરા સાથ કરવામાં આવે તો સઘળું દેવું માંફ કરવામાં આવે. બેઉ જુગારીઓએ જુગારખાનાંમાંજ શેકહેંડ કરી સાદું નકી કર્યું અને તેજ ઘડી પોત પોતાને ઘરથી બેઉ

છોકરાંઓને બોલાવી પાદરીને તૈયાર રાખી. ત્યાંનાં ત્યાંજ લગણ ઠોકી દીધાં. ક્રીયા ખલાસ થવા પછી છોકરી પોતાને ઘર ગઇ અને વરરાજાને એક કલાકમાં ઉપડી જતી આગબોટમાં ચહડાવી યુરોપનાં બીજાં દેશ ખાતે અભ્યાસ કરવા મોકલાવી દીધો. નાના રીચમંડે જતાં જતાં સોગંદ ખાધા કે "આવી રીતે જુલમથી ઠોકી દીધેલી અને વળી સાથે 'અગલી હેલ' જેવી બાયડીનું કબી મોંહોડું જોઉં નહીં."

ત્રણ વરસ પછી લાર્ડ રીચમંડ (નાનો) અભ્યાસ પુરો કરી લંડન આવ્યો અને પહેલીજ રાત્રે એક નાંમીચો નાટક થનાર હતો તે જોવા ગયો. નાટકશાળા ચીકાર ભરાયલી હતી પણ સઘળાંઓની નજર બાકસમાં બેઠેલી એક અતી રૂપાળી જુવાન સ્ત્રીના ઉપર હતી. નાનો લાર્ડ રીચમંડબી આ રૂપસુંદરીને જોઇ એટલો તો મોહીત થઇ પડયો કે પોતાનો 'આપેરા ગલાસ' આખો વખત તેણીની ગમ ફેરવેલો રાખ્યો. આખરે તેણે એક પડોસીને પુછયું કે "આ ચમકતો હીરો વળી કોણ? આવી ખુબસુરતી મેં આખાં યુરોપમાં જોઇ નથી."

પડોસીએ જવાબ દીધો "સાહેબ, શું તમે એ બાનુને ઓળખતા નથી? આખાં લંડનની ઉમરાવ મંડળીમાં એ બાનુ સર્વેથી ખુબસુરત ગણાય છે અને કોઇબી ખાનાની મીજલસ એવી ન હશે કે જેમાં એ બાનુની સલામતી લેવાતી ન હોય."

"તે ખરૂં, પણ એનું નામ?"

"સાહેબ, એ તો નામદાર ડયુક આવ રીચમંડની વહુ થાય છે. એવણનો ભ્રતાર અભ્યાસ કરવા માટે ઇટલી ગયેલો છે."

જુવાન રીચમંડ બીજું વધારે સાંભળવા ઉભો રહયોજ નહીં. જેવો નાટક ખલાસ થયો કે લાગલો સાસરે દોડયો અને પોતાની ધણીયાણીને બગલમાં લઇ ધણી થઇ બેઠો. "કુવામાં પડી કુતરી ને સમ ગયા ઉતરી"—સોગંદ બોગંદ સધળું હવામાં ઉડી ગયું

નાંમીચો ડાકટર જાનસન ડાહયો દોહરો થઇને ૨૧ વરસની ઉમરે ૪૮ વરસની બાયડી પરણી લાવ્યો અને તેબી વળી વીધવા! એમ ડાહયાએબી અક્કલ વેચીને ચણા ખાધા!

હમણા થોડુંક ઉપર એક જોડું સંધાયું તેબી જાણવા જોગ છે. કારલાઇલનો વડો બીશપ ડીયન કલોસ ૮૪ વરસની ઉમરે ખાંડીબંધ દીકરા દીકરી તથા તેમનાં દીકરા દીકરી છતાં, બપાવો મમાવો થઇને ૭૪ વરસની બીજી બાયડી કરી લાવ્યો! આ બાયડી વીધવા હતી પણ ખરેખર નસીબદાર હોવી જોઇએ કેમજે જ્યારે તે પહેલીવાર પરણી ત્યારે તેણીની ઉમર ૫૦ વરસની હતી!

સ્વેઝની નેહર ખોદનારો નામાંકીત ઇજનેર મો૦ લેસેપસ જ્યારે ફરીથી પરણ્યો ત્યારે તેની બાયડીની ઉમર ૧૯ વરસની હતી અને પોતે સ્વેઝની નેહર ઉંધાડવાનો ક્રીયા થઇ ત્યારે ૬૦ વરસના હતા, તોબી આ જોડાંને પેટે આઠ છોકરાં થયાં છે.

## બચ્ચાંઓ તો રડે ને રડે.

એક વખતે અકબર બાદશાહનો છોકરો રોતો હતો તેથી રાજાએ પુછ્યું—"ક્યું રોતા હએ?"

મશકરો—"બચ્ચે લોક તો રોવે, ઉનકું દુસરા ધંધાં હે?"

અકબર—જો મંગેસો દેના ફીર કાએકું રોવે?

મશકરો—જહાંપના તોબી બચ્ચે તો રોવે.

અકબર—તેરી એ જુઠી બાત છોડ દે.

મશકરો—લેઓ તબી તુમ મેરે બાપ ઔર મૈ તુમારા બેટા. અબી મેં રોતા તુમ છાના રખો દેખુ. એમ કહી ઉઉઉઉ કરવા લાગો.

અકબર—કયા ચઇતારે?

મશકરો—ઉઉઉ—દુધ ચઇતા—ઉઉ.

દુધ પણ આવ્યું તોપણ મશકરો તો રોયાજ કરે.

અકબર—અબી કાએકું રોતા?

મશકરો—ઉઉ—થોરા પાણી ચઇએ.

પાણી પણ લાવી આપ્યું પણ મશકરો તો રોવાનુંજ બંધ કરે નહીં.

અકબર—દુધ દીયા—પાંણી દીયા ફીરસેગે રોના કાયકા?!

મશકરો—ઉઉઉ—યે દુધને પાણી ભેલી કરો—ઉઉ.

તરતજ અકબરે દુધ ને પાણી ભેળું કરી આપ્યું પણ ભઇસાબનું રોવુંજ ખુટે નહીં.

અકબર—અબી કયા ચઇએ—કાએકું રોતા!

મશકરો—ઉઉઉ—અબી ઇસકું ફેર જુદા કરો.

## સઉ રીત તે વહુ રીત.

એક વખતે ખેંમચંદશાહે મેઘા મોચીને પોતાના બુટ સમારવા આપ્યાં. બીજે દીને બુટ પાછા લેવા શેઠ સાહેબ દુકાને પધાર્યા ને જોએછતો દુકાનજ બંધ એટલે "મેઘા, મેઘા" કરીને બુમ પાડી. મેઘો ઉપર રહેતો હતો તેણે બારીમાથી ડોકાઈને જવાબ દીધો.

ખેંમચંદશાહ—બુટ લાવ મારે કામે જવું છ. મોચીએ તરતજ બારીમાંથી એક બુટ ફેંકયું. થોડીવાર થઈ પણ બીજુ બુટ આવ્યું નહીં એટલે વળી શેઠે બુમ પાડી તેથી મેઘાએ જવાબ દીધો—"શેઠ, એતો તમને એટલુંજ મલશે, મેં આજદીને દીવાળું કાઢયું છે તેથી મારા લેણદારોને હું રૂપીઆનો અડધોજ આપીને પતાવુંછું!!!

---

## મેરી જૂતી મેરા મું.

આતવારને દીને વોરા અમીજી અપટ ગરાંટરોડના સ્ટૈશન તરફ જતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં પોતાના ગજવા તરફ કંઇ ખખરાટ માલમ પડયો ને જુએછ તો ખીસા કાતરૂ લાગુ પડેલો. તરતજ અપટ ભાઇએ તો તેને ગળચીમાંથી ધર્યો. આથી પેલા ચોરે કહ્યું—જો મને મુકી દીએ તો તને રૂ. ૧૦ આપું. અપટને તો એ વાત ગોળથી દસ ઘણી ગળી લાગી એટલે પૈસા લેવાને પાધરો હાથ લંબાવ્યો. ચોરે મુંગે મોહોડે રૂ૧૦ની નોટ કાઢી આપી ને ચાલવા માંડયું. આપણા

આપટને વાંદરે જવુંતું તેથી સ્ટેશનપર ગયા ને ટીકીટ કઢાવવા ઉભા. પૈસા કાઢવાને પાકીટ કાઢે તો પાકીટજ ગેપ જેમાં રૂ. ૧૮ હતા, તેથી તેને ઉપર લખી કહેવત યાદ આવી.

---

## ખરી નાશીપાશી.

છીંકવા આવે તેવું મોહોડું કરવું અને પછી છીંક નહીં આવે તે.

---

નવલસા ગોરી એકસો વરસની ઉમરના થયા ત્યારે પેહલવેહલી વાર દવા પીધી. કેવી મોટી ભુલ! દવા પીધીને પીધી ને બીજાં દસ વરસમાં મરણ પામ્યા!

---

એક ગરીબ માણુસ જેની પાસે અગાઉ કપડાંના એક વાગાના વાખા હતા તે હમણાં તવંગર થઈ ગયો છે. તે કેમ?

તો હમણા તેના બાર વાગા છે.

---

ફ્રામજી માજીસત્રેટ અડધા ઉંઘમાં હતા તેવામાં બાયડીએ પુછયું કે "પરામરોજ મને મારી સાલગ્રેહનું શું આપશો?" ફ્રામજીએ પોતાનાં ધ્યાનમાં ને ધ્યાનમાં અથવા ગમે તો કહો કે બે ધ્યાનમાં જવાબ દીધો કે "દસ રૂપીઆનો દંડ, નહીં તો પંદર દાહાડાની જેલ!"

## શેઠ હું નોટીસ આપેચ!

બાપુજી બળદીયાને પોતાની બૈરી સાથ ઉઠતાં ને બેસતાં પેહેરામણી ઓધામણી ચાલ્યા કરતી હતી, તેનો તે એક દહાડો બળાપો કરતો બેઠો હતો, તેટલાં તેનો નોકર ખસરૂ ઈરાની આવી કેહેવા લાગો કે શેઠ બાઇ ગરી ગરી ગાર આપેચ ને ગણા કંટાલો આપેચ તે હું બાઇને છોડી જવાની નોટીસ આપેચ! એવાં બાઈ આપુને નહીં પરવરે! બાપુજીએ બળાપો કહાડીયો કે આ ઈરાની બચ્ચો મારા કરતાં વધારે ભાગ્યશાલી કે એ બાઈને છોડી જવાની નોટીસ આપી શકેચ પણ મુજ કંબખતથી તેમ બની શકતું નથી!



પેશતનજી પતપતરા ટરામમાં બેસી બે વાર પોતાના પડોસીને વાત કરાવવા થકી બોલ્યા "ગરમી તો કહેછ કે મારૂં નામ" જવાબ કંઈ મળ્યો નહીં. વળી બોલ્યા "આટલો બધો વરસાદ આવ્યો તોબી આટલી ગરમી?" વળી જવાબ મળ્યો નહીં. ત્રીજીવાર કોશેસ કીધી "શું ધારોછ સાહેબ, ટરામના એક બાંકપર પાંચને બદલે ચાર ઉતારૂ બેસાડવાની અરજીની કાંઇ અસર થશે?" પડોસી જેવણ એક ઇતર વકીલ હતા તેવણ કંટાળો ખાઈને બોલ્યા "હું વકીલ છું અને વગર ફી લેવે મત આપવાનો હમારો ધારો નથી." પેશતનજી ફરીને બોલ્યા "તમો વકીલ હશો પણ મારૂં મત છે કે તમે ગરહસથ નથી અને એ મતનું એક ફદીઉંબી તમારી પાસેથી લેઉં તો હરામ છે!"

## ઉખાણાં.

### ગરબી.

(જોયું જોયું રે કોલાપુર શ્હેર વડોદરૂં બહુ સારૂં.
(સખિ જો પેલી શુભનાર પ્રભુ ભજવા ચાલી. } એ રાહ.

સવાલ.

આ ઉખાણાંનો જવાબ—સજની બોલોની;
દેખી જ્ઞાનની કિતાબ—ભેદો ખોલોની.—આ.

જવાબ.

આ ઉખાણાંનો જવાબ—સાંભળ રે સજની;
દેખી જ્ઞાનની કિતાબ—વ્હેલ્લી હઠ તજની.—આ.

સવાલ.

પ્રાંણિ કહયું જે સવારનાંતો ચાર પગે બસ ચાલેરે;
મધ્ય દિવસ તો બેજ અને સાંજે ત્રણ પગથી હાલે.—આ.

જવાબ.

માણુસ સરવે બચપણમાં બે પગ બે હાથે ચાલેરે;
તરૂણ વયે બે પગે વૃદ્ધ થઇ લેઈ લાકડી હાલે.—આ.

સવાલ.

ખેતરમાં મળતાંજ વાર મેં દીધાં આંસૂ છોડીરે;
શોધ્યો બેશી નહી મળ્યો તો લેઇ સાથ ઘર દોડી.—આ.

જવાબ.

પગમાં કાંટો ભાગે ત્યારે સહુને રડવું આવેરે;
ખેતરમાં નહિ નિકળે તો ઘર જઇ હથિયારે ફાવે.— આ.

સવાલ.

દસ પુરૂષ પૂર શું છે લાંબૂં જોર દસોનું ફાવેરે;
દસ પુરૂષો તોડી ન શકે તે બાળક ઉચકી લાવે.—આ.

જવાબ.

નાજુક શાખા સાથ મળી મજબૂત દોરડું થાશેરે;
હાથીને તે જોર કરે પણ બાળક તે લઇ નાશે.—આ.

સવાલ.

સહુની સાચ સખીછું જો મુજને સંભાળી રાખોરે;
મારા સમ ન કોની થઈશ જો પિઠ મુજ ઘસડી નાખો.—આ.

જવાબ.

પીઠ આરસીની ઘસાય તો તેજ તેહનું ખોશેરે;
રોજ સમાળી રાખો તો સહુ મુખ પોતાનાં જોશે.—આ.

---

**ડાકટર**—રતનજી આજે તમારી તબીયત ઘણી ઠીક દેખાયછ. આજની મારી દવાથી તમુને ખચીત ફાયદો થશે એવી મારી ખાત્રી હતી. આજે બાર આની ફેર છે. કાલેબી એજ દવા પીજો કે સોલેસોલ આના સફા થઇ જશે.

**રતનજી**—તે ખરૂં ડાકટર—પણ જણાવવાને દીલગીર છું કે આજની તમારી દવા તો મેં જોઇજ નથી. રસતામાં લાવતાં રામાને હાથે સીસી પડીને ભાગી ગઈ

ડાકટરને બીજા ઘરાકને તાંહનું તેડું યાદ આવીઉં તેથી ઉઠીને ચાલતા થયા.

## ભાઈઓ સંભાળજો!

એક દિવસે એક બાનુએ એક દાનાવને પુછયું, કે "સાહેબ, એક ઘડિયાલ અને સ્ત્રીવચ્ચે શો ફરક છે?" તે દાનાવે જવાબ દીધો, કે "ફરક માત્ર એટલોજ, કે ઘડિયાલને જોવાથી વખ્તનું ભાન રેહે છે, અને સ્ત્રીને જોવાથી વખ્તનું ભાન ખોઇયે છૈયે."

---

## એક બાનુ, એક ગરહસથ ને એક ચેકુસ.

(ઠેકાણું નાટકશાળા.)

**ગરહસથ**—પરદો પડયોછ તેટલાં જરા બહાર હવામાં જઇશું?

**બાનુ**—નહીંજી.

**ગરહસથ**—એક કપ ગરમ ગરમ કાફીનું લેશો?

**બાનુ**—નહીંજી.

**ગરહસથ**—સોદા યા લેમનેડ?

**બાનુ**—નહીંજી.

**ગરહસથ**—ગરમી બહુ પડેચ એક પંખો મંગાઉં?

**બાનુ**—નહીંજી.

**ગરહસથ**—વારૂં એક ગલાસ આઇસકરીમ?

**બાનુ**—નહીંજી.

**ગરહસથ**—તમારૂં નામ શું?

[પેલાં બાનુ જવાબ દીએ તેની અગાઉ અધીરો પડી ચેકુસ બોલી ઉઠયો કે વરી નામ શું? નામ **નહીંજીબાઈ.**

## હીસાબી.

નવરોજી ચકાએ પેહેલ વેહલો ચાકર રાખ્યો. તે એક ચબરાક સુરતીનો પોરયો હતો તેની સાથે સહવારના ૬ વાગે ચાકરીપર આવી સાંહજનાં ૭ વાગા વેર નોકરી કરવાની બોલી હતી. પેમલો વાલકેશ્વર પોતાના બાપ સાથે એક અંગ્રેજ ગ્રહસ્થના કમપાઉન્ડમાં રેહેતો હતો તેને સવારના ૬ વાગામાં કોટમાં હાજરી આપવાનું ભારી પરયું તેથી ત્રીજે દહાડે આવીને શેઠને અરજ કીધી કે "છાબ હું ૭ વાગે આવીને છાત વાગે જાઉં તેનાં કરતાં છાત વાગે આવું ને છએ પાછો ઘેર જાવું તો તમુને કંઈ અડચણ છે, છાબને તો બધું એકનું એકજ કેની?"



નવલુ મધરડો ઘણોજ 'અગલી હેલ' હોવા છતાં એક દિને લીલો દગલો ને પીલી ઈઝાર પેહેરીને બહાર આવ્યો, અને પોતાના ચાકરને પુછયું, "એઇ પેશુ, જો હું કેવો લાગું છું?"

પેશુ—નરા જાણે વાઘ.

નવલુ—વાઘ! તું શું જાણે કે વાઘ કેવો હોય છે! કોઇ દહાડે જોયોછબી કે?

પેશુ—હારે સાહેબ, પાસેનાજ તબેલામાં એક બાંધેલો છેને.

નવલુ—અરે બેવકુફ, તે તો ગધેડો છે.

પેશુ—હેંકે સાહેબ, તારે તો મારી કેહવાની મતલબ કે તમે તેના જેવા લાગો છો.

નવલુનું કાહું બોપ!

## ચંચળ નીશાળ્યો.

**માસતર**—છોકરાઓ ચીન કાંહ છે?

**છોકરો**—કોણુ જાણે સાહેબ.

**માસતર**—જો ફરીથી વીચાર કર—હું જે ચાહે પીઉંછ તે કાંહથી આવેછ?

**છોકરો**—તે તો સાહેબ મારા કાકાએ તમુને ગેઇ દીવારીપર બાકસ મોકલ્યોતો.

---

## ખરીદી.

એક એસકા દેખાવનો ફરંગી એકવાર ટાંકબંદર ઉપર લાકડાંની વખારમાં આવ્યો, તે તરફના ત્રણ ચાર વેપારીઓએ તેને આમથી તેમ ધરીને પુછવા માંડયું કે "શીનોર શું જોઇએ છે?" શીનોરે જવાબ દીધો "લકરી એચાતા લેનેકા હયે." એક વેપારી આમથી તાંણે અને બાજો બીજી મેરથી તાંણે. શીનોર બોલ્યા કે "જીદોર સોસ્તા મીલેગા ઉદરશી લેગા." આખરે મંચેરજીની વખારવાળા તેને તાંણી ગયા. આ લાકડું જોયું, પેલું જોયું પણ શીનોર સાહેબને કાંઈ પસંદ આવ્યું નહીં. આખરે વખારના કારભારીએ પુછયું કે "શીનોર સાહબ કોણુસી જાતકા લકરા ચઈએ, સાગ ચઇએ, સીસમ ચઇએ? ઓર કીતના ટનકા આર્ડર હયે?"

શીનોરે જવાબ દીધો "હમે અમારી પીડોલકા બાકસ બનાનેકા સારૂં દેવદારકા દો ટુકરા મંગતા!"

## વાંદરો કોણ?

માણુક અને જાંહગીર, એ નાહના નાહના ભાઇઓ પોતાની વાડીમાં રમતા હતા, તેટલાં એક વાંદરો ત્યાં આવી લાગ્યો. વાંદરાને જોતાંજ માણુક લાગલો જાંહગીર આગળ દોડી જઇ પુછવા લાગ્યો:—

"અંહ જાંહગીર, જો વાંદરો આપણુને કરડે તો જેહર ચડે ખરૂં કે, ને માણુસ મરી જાએકે?"

જાંહગીર—નહીં, વાંદરો કરડે તો જેહરબી નહીં ચહડે ને માણસબી મરી નહીં જાએ.

માણુક—પણ તું કેમ જાણેછ કે નહીં જેહર ચહડે?

જાંહગીર—કેમ! વળી જો ચોથે દાહડે આપરે મારામારી કીધી ત્યારે તેં મને હાથપર કરડયું હતું તેનું મને હજીસુધી જેહર તો નથી ચહડયું અને હું મરી તો નથી ગયો?

---

## ત્રણ કારણો.

**મેહરી**—ઓ અદી ત્રણ કારણો સારૂં હું તારી સાથ પરણનાર નથી.

**અદી**—પણ તે ત્રણ કારણો શું? મને કેહ તો ખરી કે મારેથી બને તો તેઓનો ઉપાય કરૂં.

**મેહરી**—પેહલું તો એ કે મારો તારી ઉપર ચાહા નથી, બીજું તો એ કે મારે તુંને ચાહવું નથી, અને ત્રીજું તો એ કે ચાહાવા માંગું તોબી તેમ કરવાની મારી શકતી નથી.

## થુકાથુક.

પરેલમાં ચીચોરાબાગ નામે એક કલબછે ત્યાં કેટલાક પારસી મીત્રો મુંબઇમાં બીજું આતસબેહરાંમ બાંધવાની વાત ઉપર તકરાર કરતાં કરતાં બોહોની ઉપર આવી ગયા. નોશારીની પક્ષવાળા જમસેદારૂ અકળાઇને બોલ્યા કે મુંબઇ-વાળા જુઠા છે ને મને એવો કાર લાગે છે કે જાણે તેઓની ઉપર થુકું.

એણીમેર મુંબઈની તરફેનમાં દીનશાજી દમીયલ ઉઠ્યા અને જાહેર કીધું કે નોશારીવાળા જુઠા છે અને તેઓ ઉપર થુકું.

આ વેળાએ ગપસપના અધીપતી હાજર હતા તેઓએ ચાકરને હાંક મારયો "સોલા, સોલા."

શોલો આવીને હાજર થયો. અધીપતીએ કહયું "ભાઈ એક બે તસ હોય તો લઈ આવતો."

---

## ધણી ધણીયાંનીનું સુખ.

"વાહાલા જીમી હું જાણુંછ કે મારો સ્વભાવ અભાગ્યો તો છેજ. કોઇ કોઇ વખત હું ધણીજ ચકાસી જાઉંછ પણ તેમ જરા તારેબી સ્વભાવ એવો છે ખરો હો."

"હા તે તો ખરૂં" ધણીએ ખોલ્લાં દીલથી કબુલ કીધું "જરા આપણેબી મીજાજના ખાધેલા તો છૈયેજ તો."

"પણ મારા જેટલા નહીં" આમ ધણીઆંણીએ ટાપસી પુરી "હું જાંણુંછ કે આપણે એક બીજાની નબલાઈ

ઉપર અખાડા કરવા જોઈએ" આંમ બોલી ધણીયાંણીધણીનાં બાલ પસવારવા લાગી.

ધણીબી તેણીને પસ્વારીને બોલ્યો "આજે તારી તબીયત ઠીક નહીં લાગતી."

"નહીં" તેણીએ જવાબ દીધો "મારે પગે આંટણુ પડેલી છે અને ઘણોજ દુખેછ."

ધણી સાદાઈથી બોલ્યો "તે પગ નંબર પાંચના ને બુચી જેટલાં બુટ પેહડીને લેડી થવા જાય તે એમજ તો."

ધણીયાંણી—"તમાંરી બેહનોના પગ તો નંબર સાતના છે. અહીયાં કાંહાં પગ સાંમુ જોવા આયા."

એક બીજાંની નબલાઈ ઉપર અખાડા કરવાનો ફારસ દોહોડ મીનોટમાં અહીં ખલાસ થયો.

---

## વરને સગન.

શોલુ ચાંનને પરણીઆને બે માસ થયા નહીં તેટલાં તેવણુની હારીસમાંથી શીનોરનો હોકમ થયો કે કરાંચી જવું. તેનાં ધણીઆંણી સીલ્લાએ છુટાં પડતી વખતે તોફાન ઘણું કીધું. શોલુએ પટાવી, પછી સ્ટીમરપર મુકવા આવ્યાં. છેલ્લી ઘડીએ શીલ્લાએ વરને સગન માગીયાં "શોલી પુગે કે તરત તાર કરવાને ભુલતો ના. જોઓ હું કાગરે દોળે વાર જોવશ જો. દરીઆમાં તોફાન ઘણું છે તે માહારો જીવ હુકે સુકે જાએછ; પણ તે દારે મેં કહયું તેમ વીમાની આબીસમાં તારો વીમો ઉતરાવીઓછ તેથી માહારા જીવને જરાક ધીરજ છે."

## બોલ બંધવા અપરાધી કે નીરપરાધી.

ચોકસ અપરાધ સર એક માણસને તપાસ માટે શીશનમાં ઉભો કરવામાં આવ્યો હતો. જડજે બંધવાને પુછીઉં કે બોલ બંધવા તું અપરાધી છે કે નીરપરાધી? તું શું કેહેછ, આએ અપરાધ તેં કીધોછ કે નહીં? બંધવાએ જવાબ દીધો કે નામદાર જડજ સાહેબ, કોઇબી સાહેદી ગુવાહી હજી રજુ થઈ નથી તેટલામાંજ હું કેમ જાણું કે મેં એ અપરાધ કીધોછ કે નહીં?

---

## ફાંસી જતી વખતે પણ નજર લાગવાની ધાસ્તી!

કંગાલ મીયાં કાલેખાન નામના એક શખસને મોટા ગુનાહ માટે ફાંસીની સજા થઇ હતી. ફાંસી દેવાની થોડોક વખત અગાઉ બંદીખાનાના સરેસતા મુજબ કંગાલ મીયાંને પુછવામાં આયું કે તેને કશી વાતની ઈચ્છા હોય અથવા તેને કંઇ જોઇતું કરતું હોય તો સુખે માગવું. બંધવાએ થોડીક મીઠાઇ વગેરે માંગી, જે તેને તુરત લાવી આપવામાં આવી, ને બંધવો નચીંતાઇથી તે ખાવા બેઠો. ખાધા પેહેલાં મીઠાઈનો થોડોક ભાગ અતરંગ કહાડી તે કોઇ ગરીબ ફકીરડાં વગેરેને આપવા જણાવીયો. તેમ કરવાનું તેને જ્યારે કારણ પુછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ દીધો કે એ તો નજર ઉતારેલી છે. હું ખાંઉં તે આસે પાસે ઉભેલાં જોયા કરે તો તેથી નજર લાગે ને ખાધાનું પચે નહી ને અજીરણ થાય તો તબીયત બગડે—માટે તબીઅત સંભાળવાને ખાતર એ નજર કહાડેલી છે!

## પાનાચંદ મારવાડીની જાહેરખબર.

પાનાચંદ મારવાડી કાંદાવાડી મધે દુકાન રાખી લોકોને વ્યાજે નાણાં ધીરતો હતો. પોતાની દુકાનની આજુબાજુએ આવેલી ચાહેવાલાની, ગાંધીની, ઘડયાલીની તથા બીજી દુકાનોની બાહેર ભપકાદાર ‘પાટયાં’ (Sign-board) લગાડેલાં જોઈ એક દીવસે પાનાચંદ પોતાનાં મનશે બોલ્યો—“કોએ લેવો હએ, ને કોએ દેવો હએ, કતા કરી ને કમા, મું પણ એક પોટયું (પાટયું) કોલે લગાડીશ.” એવું વીચારી બીજે દીવસે પાનાચંદે નીચે પ્રમાણેનું એક પાટયું દુકાન બાહેર લટકાવ્યું:—

પોનાસંદ મારવાડી.
આપું બમણા
લખું શોગણાં (ચોગણા)
તકે લઉં તકો વીયાજ
જો ન આપે તો ઘસડું ઈસમાલકાજ
તેમાં મુને શેની લાજ.

---

## હાઝર જવાબ.

એક છોકરો નિશાળેથી દોડતો ઘરે જતો હતો, તેટલાં ઠોકડ લાગીને રસ્તામાં પડી ગયો, ને ઘૂંટણ સેકાયું, તેથી રડવા લાગ્યો. આ જોઇ એક રાહાદારી તેને પટાવવા લાગ્યો, “ચાલ બાપુ, રો ના, કાલે સારૂં થઈ જશે.” છોકરો, “ઠીક, કાલે સારૂં થશે, ત્યારે નહીં રડીશ, હાલ વાગ્યું છે તેટલાં તો રડું.”

## ધરડું ધુવડ.

એદુ ઓગરો એક દહાડે સહવારના કાલબાદેવીથી ઘેર જતો હતો તેટલાં રસતામાં ફોટોગરાફરની દુકાન જોઈ મન સાથે વીચાર કીધો કે એકાદ બે ફોટોગરાફ લેવડાવી નજીને હસાઉં. ફોટોગરાફરે તુરત એદુને ખુરશી ઉપર બેસાડયો અને સબી ઉતારી એક છાપીને પોતાના ઘરાકને આપી. ઘર જઇ એદુએ સબી પોતાની નજીના હાથમાં મુકી હસવા સારૂં બોલ્યો "લે ડીયર, સાઉન્ડી કુાંને તાંહ જે બરમાહનાં બાલવાળાં માણસો આવ્યાં છે તેની સબી." નજીએ સબી ઘણાં ધીઆનથી જોઈ પછી બોલી "નહીં હોય, મને તો કોઇએ કહયું કે તે બરમીસ બાલવાળાં લોક તો છેક ખરાબ દેખાવના નથી, ને આએ સબીમાં તો કોઈ મુવો છેકજ એબલગામણો છે."

---

## તેરા જુતી તેરા શીર.

સુરત શેહરની પાસે ભાઠાં ગામમાં ધનજી પટેલનું ચલણુ ભારી હતું. પોલીસ પટેલ એટલે ગામના સઘળા ભાઠેલાઓ ઈનશાફને માટે તેમની પાસે જાય. પટેલ એક સાંજરે ઘર આંગણે બેસી કેટલાક મીત્રો સાથે વાતો કરે છે એવામાં રતનો નામે પડોસનો દુબરો આવ્યો અને મોટે સાદે પોક મુંકી રડવા માંડયો. પટેલે પુછ્યું "કેમરે છોયરા હું થયલું, રરે હાંનો?"

રતનાએ ઉત્તર દીધો "આજે બે પોહોરે તારો બેલ ને મારો બેલ લડી પડેલા તેમાં મારા બેલનું હીંગરૂં તારા બેલનાં

પેટમાં લાગ્યું તે હારૂં કેહવા આવેલો કે તારો બેલ કાંઈ જીવે નહીં."

આ સાંભળી પટેલ તો ઝપકી ઉઠયા અને કહયું "તે હંધું હાચું—પણ બેલના રૂપીઆ પચાહ તને ભરવા પડવાનાં."

રતનાએ બહુ કાકલુદી કરી અને સમજાવા લાગ્યો કે એ જાનવર લડે તેમાં એકની ઘાત થાય તો તેનો જોખમ કોઈને માંથે નહીં પણ ધનજા પટેલે ચુકાદો કર્યો કે કાયદા પ્રમાણે મરી ગયલા બેલના ધણીને નુંકશાંની આપવીજ જોઇએ. આ ચુકાદો બીજા સઘળા હાજર રહેલા ધણીઓએ સ્વીકાર્યો.

સઘળા મુંગા રહયા પછી રતનો બોલ્યો "બાપજી વાત કેહતાં મારી જરા ભુલ થયલી. એ તો તારા બેલે મારા બેલને હીંગરૂં મારેલું ને મારો બેલ મરી ગયલો."

પટેલ સાહેબ પોતાનાંજ ફાંદામાં પોતેજ ફસ્યા તેથી ફેરવી તોલી બોલ્યા કે "હોય, કાયદો હમજાવતાં મારીબી ભુલ થયલી ઓહે. ફરીથી કાયદા હાહતરમાં જોઉ પછી વાત, હવરે તો જા."

---

## જો ફૂજેતો !

**બાપા**—અલ્યા પ્રાણજીવણ, જો આજે સાંઝરે તારા સસરા આપણે ત્યાં જમવા આવનાર છે, માટે છાનોમાનો પાસેની ઓરડીમાં બેસી રહીશ તો તેના ગયા કેડે એક ધબુ આપીશ.

**પ્રાણજીવણ**—કાંય બેસી રહું બાપા ?

**બાપા**—તો જોની, તારા સસરા આગળ કોઇ ચંડાળે

કહ્યું છે કે તું ગાંડો છે, તેથી તે તેની છોકરી સાથનું તારૂં વેશવાળ તોડી નાખવા માંગે છે.

**પ્રાણજીવણ**—હેં ! એમ છે કે. ત્યારે તો જરૂર મુગો બેસી રહીશ.

(બાપા ને સસરો સાથે જમવા બેઠા છે, તેટલાં પાસેના ઓરડામાંથી)

**પ્રાણજીવણ**—બાપા, બાપા.

**બાપા**—કેમ પ્રાણીયા શું કેહે છે?

**પ્રાણજીવણ**—મને બહુ પિસાબ લાગી છે, અને ઉઠું તો તમો ઘમુ નહીં આળો, માટે સસરાને કહો, કે પાણીનો લોટો અહીં લાવે, કે હીયાંથી ખસવું ન પડે !

(સસરો બાપાનું કોહું જુએ છે.)

---

## આપઘાતનાં નવાઈ જેવાં કારણો.

આપણા દેશમાં મુર્ખ સ્ત્રી પુરૂશો તરેહવાર કારણોને લીધે આપઘાત કરતાં જણાયાં છે. તેમાં સાસુ વહુની પંચાત, આયડીની અદેખાઈ, પૈસાની તાણા તાણ, જુગાર, વગેરે કારણો સાધારણ છે. પણ ઇંગલાંડમાં કેટલાક આપઘાત નોંધાયા છે તેનાં કારણ ઘણાં નવાઇ જેવાં જણાયાં છે.

૧૫૦૦ના સાલમાં વીલીઅમ ડારીંગટન નામના એક પુરૂશે લંડનમાં એક દેવલની ટોંચ ઉપરથી કુદાવી જીવ આપ્યો અને પોતાની પાછળ એક ચીઠી મેલી ગયો હતો કે

"મારે આજે રાતના આપેરામાં જરૂર જવું હતું પણ પાસે પૈસા ન હોવાથી મેં નીરાશ થઈ મારો જીવ આપ્યોછે."

ઇંગલાંડની એક બોરડીંગ સકુલમાં એક જુવાન સ્ત્રીએ આપઘાત કીધો કેમજે તેણીને એક જુની ચોપડીમાંથી અભ્યાસ કરવાનું શીક્ષકે ફરમાવ્યું હતું.

ગ્રીનીચમાં એક પેનશનરને ખરાબ ચાલ માટે દંડ કરવામાં આવ્યો તેથી ખીજાઈને તેણે પોતાના ચશમાના છેડા સુયા જેવા બારીક કરી પોતાનાં રૂદયમાં ખોસી આપઘાત કરયો.

૧૮૬૨માં એક ફ્રેંચ પત્રમાં નીચલો હેવાલ આવ્યો હતો— એક પુરૂશની બાયડી તેને મેલીને જતી રહી તેથી ખીજાઈને તેણે પોતાના નોકરને બોલાવ્યો અને તેને ફરમાવ્યું કે "હું હમણા મરી જાઉં છું—મારા મુવા પછી મારાં શરીરને ઉકાળવું અને અંગમાંથી ચરબી નીકળે તેની એક બતી બનાવી મારી સ્ત્રીને પોંચાડવી તથા સાથે આ ચીઠી તેણીને આપવી." આ ચીઠીમાં નીચે પ્રમાણે લખેલું હતું:—પ્યારી થરીસા —હું તારે માટે લાંબી મુદત સુધી બળ્યો છું અને હું તને હાલ પુરવાર કરવા માગું છું કે આ મારૂં બળતું ખરૂં છે."

---

## નવા ડાકટરો.

હમણાં ડાકટરો ખાંડીબંધ નકામા બેસી માખ મારે છે. આ પરવાડતા સટમાંના એકે છપાવ્યું છે કે, "મારી ફી રૂપીઆ ૨ છે; ને હું એવી સરત કરૂં છું કે મારી દવા કરતાં જે કોઈ મરી જાય તેની મઇયતનો અડધો ખરચ હું આપીશ."

## ઉજમારો ધણી.

એક પુરૂશની બાયડી અચપુચ રાતના બાર વાગતે આજારી પડી. ધણીએ ઉઠીને ચાકરોને ઉઠાડયા અને ધામધુમ કરી મુકી. તેવણે ગાડી જોડાવીને ડાકટરને બોલાવવા સારૂ માલીને તૈયાર કીધો. ડાકટરને ચીઠીમાં લખ્યું કે જલદીથી આવજો, ઈત્યાદી. હજુ તો ગાડી જોડાયછ—ચીઠી લખાયછ—એવામાં ધણીયાણી પાછાં સાજાં થયાં એટલે ઉજમારા ધણીએ ચીઠીની નીચે વધારયું, "તાજે કલમ—ડાકટર સાહેબને માલમ થાય જે આ ચીઠી લખવા પછી મારી ધણીયાણી સારી કાની છે માટે આવવાની તસદી લેતા ના." આ પ્રમાણે લખી ગાડીને ડાકટરને ઘર રવાના કીધી. રાતના સાડા બાર વાગતે ગાડી આવ્યાથી ડાકટર ઉંઘમાંથી ઉઠયા અને બારીએથી ડોકાવીને પુછયું કે કયાંથી લાવ્યો?

માલીએ ઉત્તર દીધો કે "શેઠચી બાઈચા જીવાલા બરા નાય હયે. ત્યા સાટી ગાડી પાઠવલી અને ચીઠ્ઠી દીલી હયે."

ડાકટરે જોયું કે એમબી ને એમબી માપર હેથે કોણ ધકેલા ખાય તેથી કપડાં પેહરીનેજ નીચે ઉતરયા. પછી ચીઠીની તાજે કલમ વાંચી તો આ પ્રમાણે નીકળ્યું. તેથી ઘણાજ ફફડીને પાછા જઈ સુઈ ગયા.

બીજા મહીનાનાં બીલમાં તે રાતની ફી રૂ. ૧૦ નાખી. તે આપવા શેઠે વાંધો કાહાડયો તેથી ડાકટરે સ્માલ કાઝ કોરટમાં ફરીઆદી માંડી છે. જોઇએ હવે એનું શું સેવટ આવે છે.

## મળે તો વારમાં, નહીં તો ઘર બેઠાં.

ઇચ્ચમજીએ ઇંગ્રેજ બજારમાં જઇ પોતા સારૂ બનાતનો નવો ડગલો વેતરાવ્યો અને નમુના સારૂ પોતાનો જુનો ડગલો આપી આવ્યા. જ્યારે ડગલો તૈયાર કરી દરજી ઘર લાવ્યો ત્યારે ઘડીયાલ સારૂ નાહનું ગજવું ન મળે. ઇચ્ચમજીએ ઘણા ગુસ્સે થઈ આનું કારણ પુછયું, "કેમ ઘડીયાલનું ગજવું નહીં મુકયું. જોની આ જુના ડગલામાં છે કેની?"

દરજીએ જવાબ દીધો, "સાહેબ, તમારૂં ઘડીયાલ મારવાડીને તાંહ ઘરેણે મુકવાની ચીઠી તમારા જુના ડગલાનાં ગજવાંમાંથી મળી તેથી મેં ધારયું કે તમને હવે ઘડીયાલનાં ગજવાંની જરૂર ન હશે."

---

## એક કામ દો કાજ.

એક રાતરે એક ખાતરપાડુ ગુપ ચુપ એક દુકાનમાં તીજોરી ફાડવાની ખુબ તજવીજમાં મથ્યો હતો. ઘણો થાકીને જરા દમ લેવા ઉભો છે તેવામાં જોય શું કે દુકાનનો ધણી અદબ વાળી પછવાડે ઉભો રહી આ સઘળો તમાસો હસ્તે ચેહેરે જોય છે! ચોરે નાહસવાની તજવીજ કીધી પણ દુકાનદારે તેને અટકાવ્યો, "ભલા માણસ, બીહ ના; તું તારૂં કામ આગળ ચલાવ, મારે જોવું છે,"

ચોરે અજબ થઇ પુછયું "પણ કેમ વારૂં?"

"એ તીજોરીની કુંચી ખોવાઇ ગઈ છે અને ઘણા જણા મંડયા તોયે ઉઘડતી નથી તેથી મને ઘણી અડચણ થઈ પડી છે, માટે જો તું ઉઘાડવા પામે તો વગર પૈસે મારૂં કામ થાય."

## પારસી લેડીઓની કલબ.

"શું તમે પુરૂષો કલ્બો કાહાડો અને મહીનાના પંદર દાહાડા મોજમજાહ કરો ત્યારે હમે કાંઇ રેલમાંથી તણાઇ બણાઇ આવ્યાંછ કે અમે અમારી સ્ત્રીઓની કલ્બ નહીં કાહાડીએ?" આવો વીચાર એક શોકીન બાઇના ભેજામાં ઉતપન થયો કે લાગલાં તેવણ ગાડી જોડાવીને પોતાની ખાસ સહીઓ, જાઈજી અને જરબાઇ, હીરાંબાઇ અને હમલીબાઇ, સુનાબાઈ અને શીરીનબાઇ વગેરેને ઘર દોડી ગયાં અને તેમનું મત પુછ્યું.

આલીબાઇએ તો ના પાડી કે "મારાં તો છોકરાંઓની પંચાત ઘણી તેથી મારેથી તો નહીં બને. નાહાની ધાવતીને કોણની ઉપર નાખી આંઉ?" કલબનો પેહેલો વીચાર ઉભો કરનારાં બાઇ જેવણનું નાંમ પીરોજબાઈ હતું તેવણે ઘણી બોંહોસ કીધી અને આલીબાઇને ઘણાં સમજાવ્યાં "એમાં શું—આઠ દાહાડે એક વખત બે કલાક આવવાનું, વખત જશે તે માલમબી નહીં પડશે તેટલાં તમારા વર ઘેરમાં રેહશે એમાં શું" (અતરે આલીબાઈનાં વર જેવણ હાજર હતા તેવણ બોચી ખજવારવા લાગ્યા) ઘણીબી સમજાવટ છતાં આલીબાઈ એકથી બે થયાં નહીં એટલે પીરોજબાઈ થાકીને ત્યાંથી ઉઠયાં અને પોતાની સહી ઉપર નાંખુશ થઇ ટીકા કીધી કે "તમે તો હંમેશનાંજ એવાં રડતાં બરતાં હોરાજી, છોકરાં તો જીવે લાગેલાં છે, પછી શું ઘરડાં થશો ત્યારે મોજ મજાહ કરશો કે!" આનો આલીબાઇએ જવાબ દીધો "એ હવે મોજમજાહ કીધી—ભસ્તાંમાંજ તો."

અહીંથી ઉઠેલાં પીરોજબાઈ, સુનાંબાઈને ત્યાં ચાલ્યાં.

કલબ સ્થાપવા વીશેનો સઘલો ખોલાસો તેવણુ આગલ પેહલાંનીજ માફક કીધો. સુનાંબાઇએ તો ઘસીને નાં પાડી, તેવણુનો વાંધો આલીબાઇ કરતાં જુદીજ જાતનો હતો. કલબમાં કોણુ કોણુ છે તેની ખબર કાહાડતાં માલમ પડયું કે કાવસજી પટેલનાં તલાવપર રેહનાંર આઇમાંય દવીએરવાળાં બી મેમબર થનાંર હતાં તેનાં નામની સુનાબાઇને સુગ હતી માટે જો તે આવે તો હું નહીં એવો સુનાબાઈનો વાંધો હતો.

ત્રીજે ઠેકાંણે શીરીન એસકી તો એક પગે તૈયાર હતી પણ આ વાત સાંભળતાંજ તેણીનો વર જમસુ ચીસ્ટો છેડાઈ પડયો કે, વાહા ! રાંડો બાપ લાખ ચાલીસની છોકરીઓ— તે મહીને દહાડે રૂપીઆ પાંચનું ફંડ અને દર અથવાડીએ રૂપીઆ બેની ફી લાવે કોણુનાં બાપનાં.

વળી ત્યાંથી ધનબાઇને ત્યાં જતાં બીજું ચોઘડીઉં નડયું. ધનબાઈ તથા તેણીનો વર દાદી દમીએલ બેઉ રાજી હતાં. પીરોજબાઇએ ખુશી થઈ પોતાની યાદીમાં ધનબાઇનું નામ ટપકાવી લીધું. પણ તેવણુના ગયા પછી ધણી ધણીઆની વચે કલબ વીશે વાત ચાલી ત્યારે ધણીઆની બોલ્યાં "તમે મોટા વડા થઈ મોટે મોંહોડે હા તો કહીછ પણુ બે ચાર સારા જેવા પોલકા ને લાઇટ કલરોની એકુ બે સારી, એક હીરાનો બુટો, નવી ફ્રાશીનનાં બુતની એક જોરી તથા બલુ રંગનાં સીલ્કનાં સ્ટાકીંગસ અપાવશો તો આપણે જઈશું."

દાદીબા જેવણુને સેકરેટરી આફીસમાં રૂપીઆ ૫૫) નો પગાર મળતો હતો તેવણુનો દમ તો આ સાંભળીને બંધાઇજ ગયો.

તેવણે ધણીઆનીને ઘણું સમજાવ્યું કે "એસકી કપડાંની શી જરૂર છે. એ ઘડી આપણા દોસ્તોને મલયે, વાત ચીત કરયે તો ઓળખાણ વધે, કપડાં સાથ શું કાંઇ આપણે પરણેલા છૈયે."

આવી નાદાન તકરાર ધનબાઇને કાંઈ ઘણીજ હસવા સરખી લાગી. તેવણ છછણી પડયાં "તો લેરે, બધાં તરીમતરાક થઇને આવે ને હું વપરાયલી સારી પેહરીને જાંઉં કે? એકની એક પેહરીને જાંઉં તો કોઇ મશકેરી કરે કે, 'હીરાં મરીયમની એક સારી, હીરાં પેહરે તો મરીયમ ઉંઘારી.' બરયું એમ જયા વગર જીવ રહેછ કે?"

આ પ્રમાણે તેઓએ રાત પડી વેંહેચી લીધું અને ધનબાઇની કલબમાં સામેલ થવાની વાત ઠેં પડી ગઇ.

એક ઠેકાંણે ડોસીબાઇ તથા દીનબાઈ દેરાંની જેઠાંણી બેહુએ નાંમ નોધાવ્યાં. દીનબાઇએ સરત કીધી કે મહીનાંમાં એકવાર માટીડાઓનેબી દાખલ કરવા. આ ઉપરથી ડોસીબાઈ ઝબકીને બોલ્યાં "ત્યારે તો બા મારૂં નાંમ કાહાડી નાંખજો મને બઈરાંઓની કલબ વીશે પેહેલાંથીજ વેહમ છે કે ચાલશે નહી પણ જો માટીડાઓને દાખલ કીધા તો કાલનો દુકાલ આજે પડશે, જો કલબ બે મહીનાં ચાલવાની હશે તો આઠ દાહાડામાં સુઇ જશે, વાસ્તે જો માટીડાઓને દાખલ કરવાના હોવ તો આપુંને માંપ."

ઘણી તકરાર થવા પછે ઠરાવ્યું કે હાલ તુરત તો મરદોને દાખલ કરવાનો વીચાર પડતો નાંખવો અને બબરચી

"ટેબલ સરવંટ" વગેરે સઘલાં બઈરાંઓજ રાખવાં. વળી સઘળાંઓએ એકમતે ઠરાવ્યું કે આપણે સહી સહીઓમાં શું બોલાય ને શું નહી, વાસતે આપણે કુંવારી છોકરીઓને દાખલ કરવી નહી. આ વાત ચાલતી હતી તેવારે દીનબાઈની બેહનની કુંવારી દીકરી સઘળું ઘણાં હરખથી અને ઈતેજારીથી સાંભળતી હતી તે ફફડીને બોલી ઉઠી "તે નહી દાખલ કરશો તો અહી કીયું ખાસડું બેસી રહયુંછ, બાકી એમતો તમારી કલબ ચાલવાની છે. એક મહીનામાં કોણ જાણે કેમ કેમ તોટા પીસાશે તે હમેજ જોઇશું."

* * * *

પણ પીરોજબાઇ પોતાની મહેનતમાં કંઈ ઘણાં નીશફળ થયાં નહી હતાં. શીરીનબાઈ સટાક, પુટળીબાઇ પનોતાં, ભાખાઈજી ભોળાં, હીરાંબાઈ ધીળાં વગેરે ઘરબારનાં સુખીઆરાંઓ ૧૫ જણ કલબમાં સામેલ થયાં. હીરાંબાઈ ધીલાં જેવણ બધાં કરતાં ઉમરનાં લગાર વધારે હતાં તેવણને એક મતે સરનશીન ઠરાવ્યાં, અને અલબત પીરોજબાઈ પોંહોચેલાં જેવણે આ કલબ ઉભી કરવામાં મુખ્ય ભાગ લીધો હતો તેવણ ઑનરેરી સેકરેટરી થયાં. આ પ્રમાણે શુભ મંડાણ થયું તો ખરૂં. એક મુસલમાંનીને રાંધનારી તરીકે રાખી અને બે ફરંગન પોરીઓને ટેબલ ઉપર હાજર રેહવા માંટે દરેકને રૂપીઆ ચારને પગારે ઠરાવી. સરવે બાઇ મેમબરો ઈનતેજારીથી પેહલા દાહાડાનાં મેલાવડાની રાહ જોવા લાગ્યાં. પીરોજબાઈનાં ધણીની શાલગરેહનો દીવસ ભરેસપતવારે હતો તે દીવસે પેહલું ખાંણું થનાર હતું. સાંજનાં સાત વાગાનો વખત

ઠરાવ્યો હતો અને પીરોજબાઇએ આગલથી ફ્લાવરપાટ, તોરણો વગેરે મોકલી તૈયારી કરી રાખી હતી.

મરદ વાંચનાર! ત્યારે શું તારા મનમાં એમ ખાંડ ખાતો હતો કે બઇરાંઓ ચાહે તે કરી ન શકે? જા જા સુજમાં રેહશે. જો આખરે પારસી લેડીઝ કલબ નીકલી કે નહીં?

*         *         *         *

બરેસપતવારને દાહાડે સાત વાગાનો વખત ઠરાવેલો હતો તોબી બે ચાર બાઈઓ સાડાપાંચ વાગેથી આવી હતીઓ. શું બંદોબસ્ત કીધોછે તે જાણવાની ઇંતેજારીમાં તેઓએ કલબનાં ખુણેખુણાં તપાસી જોયાં, રાંધણીમાં જઈ તપીલીઓ ઉંઘાડી શું રાંધ્યું તેબી તપાસ્યું. સાતને ટકોરે સઘલી મેમબરો આવી લાગી. પછી ત્યાં મલવા ભેટવાનું પુછવું શું. સઘળી સહીઓ હરખભેર એક બીજાને ભેટીઓ અને સઘળું કાંમ પાંણીનાં રેલાની પેઠે ચાલ્યું. સઘલીઓ ખુબ ભપકાદાર કપડાં તથા જણુસ પેહેડીને આવી હતીઓ પણ એક બાઈ વધારે ઉલટમાં આવી જઈ જીંકની કોરની કસબી સાડી પેહડી આવી હતી. તેનાં ઉપર તે ન જોય તેમ અપસ અપસમાં અણકા ચાલતા હતા. ખાંણા વગેરેનો સઘળો હોકમ સેકરેટરી દાખલ પીરોજબાઈનો ચાલતો હતો. પંદર બાઇઓ વચે ચાર ગલાસ શેરીવાઇન, તેતરીસ બાટલી રાસપબેરી, એકતાલીસ રકાબી આઈસક્રીમ અને એક દોરીઓ ભરીને અચારનું સતીઆનાંશ વલવા પછી ખાંણું ખલાસ થયું અને સઘલાં મલી ભેટીને છુટાં પડયાં.

ઘર જતાં ત્રણ બાઇઓ સાથે ગઇ. એકે વાત છેડી કે

"મરેરે આજે તો પીલાઇનાં વરનું વરસ દેખું. આએતો ખાસું, પારકે પૈસે દીવાલી, ફરી આપણે ભરીને ફુલ તોરણ સાથે વરનું વરસ ઉગાડયું." આ ઉપરથી બીજીએ તાપસી પુરી કે "હા ખરેખર, ને વલી માણસો પર હોકમ કેવા ચલાવેછ જાંણે પોતાને બાપને ઘેરનાં." આ ટીકાઓ સાંભલી વળી ત્રીજીએ તેમાં વધારો કરયો કે "કંઇ નહીં તો અરધો મોલ્ડ ભરી આઈસક્રીમ વધ્યું હશે તે બધું ખાસું ઘેર જઇને જમશે. એ સરસ."

આવી રીતે પારસી લેડીઝ કલબનો પેહલી રાતનો અખતરો ખલાસ થયો. અલબતે સેહજ ચોરીમાં ચચરીકું હતું. અદેખાઇ અને અણકાનો આતસ ધુંધવા માંડયો હતો, પણ તેને ફુંકીને બળતું થવાને હજી ઘણી વાર હતી.

* * * *

બીજે ભરેસપતવારે પાછી બાઇઓ ભેગી મળી. પણ આ વાર આઠ મેમબરો ગેરહાજર હતી. ત્રણને ચોકસ હરકત હોવાને લીધે આવવાને બન્યું ન હતું અને બાકીની પાંચમા કોઇનુ છોકરૂં શીક હતું તો કોઇ પોતે નાખુશ હતું, ઇત્યાદી. જેઓ આવ્યાં હતાં તેઓમાં જીલુબાઈ સાથે પોતાના છોકરાને બધું ભરેલું જભલું પેહરાવી લઇ આવ્યાં. આથી સઘળાંઓનુ પાકી તો આવ્યું પણ કોઇ બોલવાની હીમ્મત કરે નહી. વળી અધુરાંમા પુરૂં જીલુબાઇ સર્વે આગળ છોકરાની હુશીયારીની વખાણ કરે "એ તો એવો હુશીયાર છે, એવો હુશીયાર છે કે મડમો તો એને ખોળા પરથી ઉતારતાં ઉતારતી નથી. આવ નસલાં જો માસી

આગળ જા" આમ બોલી બોલીને જીલુબાઇ છોકરાને સઘળાં આગળ ધકેલે પણ કોઈ કોઠું આપે નહીં. એકાદ બે જણીઓને ભારી પડયું તેથી કાંસી કરાંઝીને 'આવ બુચા આવ, કેમ છે' કરી કહયું તો બુચાજી તો લાગલા જઇને તેમનાં ખોળા ઉપર ચહડી બેઠા.

સઘળી બેહનપણીઓ આજે તો જુદું જુદું ટોલું થઇને બેઠી. આગળની માફક એક બીજામાં ભેલાય નહીં અને જેમ તેમ નવ વાગ્યા એટલે ખાઈને ઘર શીધારયાં.

બે સખીઓ ગાડીમાં સાથે ગઇ. તેઓ એક બીજા સાથ વાત કરવા લાગ્યાં "એ આજે હીરાંને શું ભરકણુ ભરાયું. મોટે ઘેરનાં અભાઈજી થઈને પીરોજા આગળજ ભરાઈને બેઠાંતાં. રાંડ અંધીઆડી—કોણુ જાણે ચીતીઆં કરતી કરતી કાંહ વાજ વળતે. તે વળી આજે ભલે કાજ કે ઈન્જનેર વર મલીઆ કે બુટ ને ઇસટાકીનનાં ચીઠડાં પેહરી નીકળયાંછ."

વળી બીજી સહીએ તાપસી પુરી "અરે હરવાયાં રે બાઇરાંઓ કલબનાં ચલાવતાં. મુઇ બીજી કાંઇ વાત મળે નહીં ને આખો વખત 'બલુ રંગની સારી ને બરજોરજીને ઘેરની ફ્રોક્રાર, ને માધવદાસને તાંહનુ હોજરૂં!' બળ્યો મારો તો જીવ કચવઇ આયો."

ગમે તેમ કરતાં બીજો મેળાવડો તો ખલાસ થયો. ત્રીજે બ્રેસપતવારે પાછી વારી આવી ત્યારે ચોખ્ખાં ચાર જણાં હાજર હતાં. તેઓ એક બીજા સાથે ઘણીબી વાત કરવાનું

કરે પણ વાત આવી આવીને સારીના રંગ અને કોર ઉપર અટકે. આ ઉપરથી શીરીન મડમે ટીકા કીધા કે "પણ તમારી પાસે કાંઈ બીજી વાત છે કે નહીં—સારી ને કોર, સારી ને કોર સાંભળતાં સાંભળતાં ફીકબી આવી ગઈ. કાંઇ રાજદુવારી, કાંઇ મુનીસીપાલીટીની, કાંઇ એવી વાત કરયે કે એ ઘડી જીવ વેરાય."

આ સાંભળી હીરાંબાઇ છેડાઇ પડ્યાં તેવણુ બોલ્યાં "લે વળી! આપરે વળી હોશીયારના પુછડાં તેવાંજ પડયા કેની રાજદુવારની વાત કરીએ—બાકી આપરા વાત કીધા વગર રાણી રાજ કરવા બેશી રહયાંછ. એવી ખોટી ફીશીયારી મને નહી ગમે. વળી બૈરાં વાત શાની કરે—ખાધા પીધાની, પહેરવાની ઓઢવાની. તમુને મુનસીપાલ ગુનસીપાલ જોઇતાં હોય તો માટીડાઓની કલબમાં જતાં કાંય નહીં ?"

આ ઉપરથી વાત તો વધી ગઈ અને શીરીન મડમ રૂસાઇને ગાડી જોડાવી જતાં રહયાં. સઘળાંઓ મુગે મોડે જમીને ઉઠી ગયાં અને આ મીટીંગબી ખલાસ થઈ.

ચોથે ભેસપતવારે પીરોજબાઈ સેકરેટરી શીવાય બીજું કોઇ આવ્યું નહી. તેવણુ રાહ જોઈ જોઇ ને નીરાસ થઇ ઘર ગયાં. બીજે દીને પોતાની કેટલીક સહીઓને પટાવા ગયાં કે આમ કલબ તોડી પાડવી નહી. માટીડાઓ જાણશે તો આપણી હસી કરશે કે ચાર ડાહાડમાજ દીવાળું કાહાડયું.

પણ કોઇ સમજે નહીં. એક કેહજે શીરીન આવે તો હું નહીં આંઉ અને બીજી કેહજે રાંડો મીજાસ કરી મરેછ.

તાંહ કોણ પગ મુકવા બેશી રહયુંછ. ત્રીજું કેહે, પેલી પીરોજ પારકે પૈસે તેહવાર કરેછે; એતો પોતાની મતલબ સારૂ કલબ કાહાડી. ચોથુ કેહ આપરે બૈરાંઓથી કાંઈ એ થાય; માટીડાઓને સાથે લેઓ તો હું આંઉ. ત્યારે ડોસીબાઈએ ઉતર દીધો કે માટીડાનુ નામ દીધું તો માંરૂ નામ કાહાડી નાખજો.

સારાંસ જે મકાનમાં આ કલબ કાહાડવામાં આવી હતી ત્યાં બાહાર નીચલો દેખાવ થોડા દાહાડા થયા જોવામા આવે છે:—

ભાડે આપવાનું છે.

---

## બસ હવે નહીં જીવું.

"જો શીરીન, તમે મારી સાથ પરણવા ના પાડી છે તો હું હવે વધારે જીવવા ઈચ્છતો નથી. હું—બસ—હવે જઈને મારો જીવ આપી દેઉં છું." આમ એક નબળાં મગજનો જવાન દાદી પોતાની સ્ત્રી સાથીને કેહે છે.

**શીરીન**—તે તો તમારી ખુશી, પણ કેમ જીવ આપશો. જેહરથી કે બીજા કસાથી?

**દાદી**—અલબત જેહરથી.

**શીરીન**—વારૂ, તારે મારૂં એક કામ કરશો? જુમા

મસીદ આગળ મારા ભાઈ દોલીએ હમણાંજ દવા વેચવાનું દવાખાનું કાહારીઉંછ તાંહથી જેહર લેશો કે તેની બચારાની વકરી થાય ને વળી મારી ઉપરબી તમારો ઉપકાર થશે.

અલબતાં દાદી હજી જીવે છે.

---

## સેહજમાં સપડાઈ ગયો.

સોલુ સીકંદર એક ઘડીયાલ ચોરવાના વાંક માટે સેશનમાં સપડાઇ જવાથી બે વરસ હવા ખાઇ આવ્યો. પાછું ફરવા પછી રસ્તામાં એક દાહાડે તે અને તેનો પુરાણો દોસ્ત પેસુ સુકો મલ્યા.

પેસુએ પુછ્યું, "કેમ સોલી એમ તે શું કીધું જે સપડાઇ ગયો."

સોલુએ ઉત્તર દીધો "અરે યાર ખાલીપીલી ઘડીવાલ ચોરવાનો વાંક મેલ્યો. હું લડયો તો ખુબ, બબે બારીસ્ટર કીધા અને સોલ સાક્ષીઓથી પુરવાર કીધું કે જે દાહાડે ચોરી થઈ તે દાહાડે હું તો થાંણે હતો. મારા બારીસ્ટરોએ ઘણાં સખત ભાષાણ કીધાં પણ જુરી અન્નારી તે મને નફામો સસરાવી દીધો.

આ સાંભળી પેસુ સુકાએ મત આપ્યું, કે "એમ કેમ બને. ત્યારે તો તુંને છોડી દેવોજ જોઇએ."

સીકંદરે ઉત્તર દીધો "અરે યાર બધું બરાબર ઉતર્યુ પણ એક નાહાની મઈ જેવી કસુરે કામ બગાડયું."

"હં તે શું?"

"ઢેડાનું ખાધું ઘડીઆલ મારાં ગજવામાંથી પકડાયુંની."

## વીસરભો.

આ તે કઈ જાતની વીસરભો હશે! જાંહગીરજીનું ધક ધ્યાંન વાંચવામાં ચરી રહેલું છે એવામાં નોકર આવીને કહે છે: "સાહેબ, તાર આયોછ."

જાંહગીરજી પોતાનાં વાંચવાનાં ધકમાંજ—"એવણને હૈથે બેસાડ ને કેહ કે હમણા કામ છે!"

---

## જુદી જુદી છીંકો.

હું ધારૂં છું કે પૃથ્વીમાં જેટલી જાતના ચેહરા હશે તેટલી જાતની જુદી જુદી છીંકવાની રીતબી હશે. કોઈ બે ધણીઓ એક સરખી રીતે છીંકતા નથી. જેમ સાદ, વાત, ચાલવાના લેહકા અથવા હસવામાં ફેર છે એટલોજ છીંકવામાં પણ છે.

જેમકે જમાનાની સુધરેલી બાઇ પોતાના રમકડાં જેવા પગોથી ચાલીને જતી હોય ને તેવામાં છીંક આવી ગઇ તો સુફેદ બરફ જેવો રૂમાલ કાઢી મોહોડું ધાંકી દઇ જીણી મઇ જેટલી 'છી–છી–છી–' કરીને તેનો ઉતાર કરશે.

પણ તેથી ઉલટું ડોંગી ધના ધેખરીને છીંક આવી તો ડોકું ઉંચુ કરી પછી પાછું નીચું કરી હાઆ—છી હાઆ—છી જેવા આવાજથી પોતાનું નાક ખાલી કરશે અને પોતાની સાડીના છેડાથી નાક નુછતી નુછતી ચાલવા માંડશે.

બીલીમોરીઆના ધનજીભાઈ ધસારીઆ વળી જુદીજ રીતે છીંકે છે. નાકમાં વારૂં આવીઉં એટલે એરંડીયાં જેવું મોંહ કરી રૂમાલ સારૂં વેહલા વેહલા પોતાનું ગજવું ચાંપી જોય છે. પછી આસમાન તરફ ડોકું ઉંચું કરી એક હાઆઆત—

છીઅઅ! આહાહાહ! કરી ડોકું એવા તો જોરથી નીચે ધુનાવશે કે જાણે હમણા લચકાઇ જાય.

સરવેથી રમુજી છીંકવાનું મોટા પેટ વાળા ડોંગા પણ ઠીંગણા માણુસનું છે. છીંકવા અગાઉ તેનું પેટ ખડીયાની જેલીની પેઠે હાલે છે અને પછી નાકનાં ફીફરાં ચહડાવી હોઠ પોહાલા કરી આહાહાહા—છી—આહાહાહાહા છીઇઇઇઇ—આહાહાહાહા છીઇઇઇઇઇ! કરી પોતાની આસપાસનાઓને ગજાવે છે. અલબત આ વેળા તેની આંખ્યોમાં પાણી આવી જાય છે.

---

## ગરીબ બચારો ચોર!

સોરાબજી સીકંદર કોટેકોટનું એક ઘેર ફાડતાં પકડાયા. માજીસ્ત્રેટ આગળ પોતાનો અપરાધ કબુલ કરતી વખતે સોરાબજી બોલ્યા "સાહેબ મને શીક્ષા કરતાં જરા રેહમ નજર રાખજો."

માજીસ્ત્રેટે પુછ્યું "કેમ?"

"તો સાહેબ, મારા કીમતી વખતના ત્રણ કલાક એ કામમાં મેં ગુમાવીઆ અને કાંઇજ મલ્યું નહીં."

માજીસ્ત્રેટે હસીને જવાબ દીધો "ખરી વાત છે, સોરાબજી, તમારૂં આ સંકટ મારેથી ખમાઇ શકાતું નથી. તમારી ઉપર કેટલો જુલમ! પણ ફકર નહીં હું તેનો બદલો વાળી આપીશ. હું ફરમાઉં છું કે તમને પાંચ વરસ સુધી વગર ભાડે, ખાધા પીધાનું મફત આપી, ચોકી પેહરાનાં માન સાથ રાખવામાં આવશે."

## સખ્ખે જીવ જાય છે!

શાપુરજી શેઠે ‘જામેજમશેદ’માં જાહેર ખબર આપી કે, “શેઠની આગળનો આગળ રેહ એવો એક ચાકર જોઈએ છે.” બીજે દહાડે એક ટરીમ ટરાક પારસી ચાકરીનો ઉમેદવાર આવી શેઠની હજુરમાં ઉભો.

શેઠે પુછયું, “પણ બા, તમુને એ ચાકરી પરવડશે?”

ઉમેદવારે જવાબ દીધો, “હારે સાહેબ, મે સાંભરયું કે તમુને દમનો આજાર છે તેથી હંમેશા ગરમીમાં માહાબલેશ્વર રેહોછ. તે મનેબી એજ બીમારી છે ને ડાકટર મનેબી માહાભલેશ્વર હવા ખાવા જવાની તાકીદ કરેછ તેથી આપરે સાથેના સાથેજ જઇશું તો બેઉને ફાયદો છે.”

---

## ખરી કરકસર તે એ.

જાંહાગીરજીને પેટ આવે છે અને તેથી તેમની સ્ત્રી માણેકબાઇ ઘણાં ચીંતામાં છે એવામાં ડાકટર આવ્યા. માણેકબાઈ વેહલાં વેહલાં સુવાના ઓરડામાં દોડી ગયાં અને બોલ્યાં, જાંગુ—જાંગુ, ડાકટર આયાછ. લેની, કાંઈ દવા માગી લેની.

જાંહાગીર—અં! ઘેરમાં આજે છ મહીનાની તરેહવાર દવાની સીસીઓ એકઠી થઇછ તે હજુ તો અરધી પીવાઇ નથી ને વળી બીજી! શું કાંઈ પૈસા મફત બફત આયાછ? એ બધી અવાર નવાર છોકરાંઓને પાઈ દેઓ, પછી વાત.

## ગરજ મોરી બાપડી.

દોલુ દીવાલીયાના વાંચવામાં આવ્યું કે ઉત્તર ધ્રુવ તરફ એકસોને બેંતાલીસ દીવસની લાંબી રાત હોય છે. "આહા!" તે ઉલટમાં આવી જઇ પોકારી ઉઠ્યો, "શું સરસ તે જગા હોવી જોઇયે! હું ચાહું છું કે આપણે ત્યાં વસ્તા હતે."

"તેનું કારણ શું?" તેના એક દોસ્તે પુછ્યું.

દોલુએ જવાબ દીધો, "ભલાં માણસ, એટલુંબી સમજતો નહીં? જો ત્યાં એક માગનારને પરમદહાડનો વાયદો કરીયે તો તે પરમદહાડ પડતાં કેટલી મુદ્દત લાગે!

---

દાદાભાઈ કુમસીઆ પોતાની જીંદગીનો વીમો ઉતરાવવા નીકળ્યા. કંપની તરફથી સવાલોનું ફોર્મ આવ્યું તેમાં બીજા સવાલો જોડે એક એ પણ હતો કે "વીમો ઉતરાવનારનાં માબાપ જો હયાત હોય તો તેમની ઉમ્મર શું?" દાદાભાઇએ ફોર્મ ભરી મોકલ્યું તેમાં બાપની ઉમ્મર ૧૧૨ વરસની તથા માએની ઉમ્મર ૧૦૨ વરસની લખી. કંપનીનો એજંટ તો તે જોઇને એવું સરસ ઘરાક મળવા માટે હરખાઇજ ગયો, અને દાદાભાઇને મલ્યો ત્યારે તેવણનાં માબાપની લાંબી ઉમ્મર માટે અચરતી દેખાડીને વાતો કરવા લાગ્યો. "શું ભાઇ?" દાદાભાઈ તો ચકીતજ થઈ ગયા, "તે લોકને ગુજરી જવાને તો આજે કાંઇ મુદત થઇ ગઇ છે, પણ તેઓ જો હાલ હયાત હોય તો એટલી ઉમ્મર હોય."

## ચીબી ચાબી ધનકુબાઈ.

બે ચીબી બાઇઓ એક દીવસે એક નાના સરખા પાણીના ઝરા આગળ ઉભાં અને તે કેમ ઓળંગી જવો તેના વીચારમાં પડીને પાસે ઉભેલા એક છોકરાની મદદ માગવા લાગ્યાં. છોકરો તેઓને માંથેનો મળ્યો. તેણે એકાએક 'સાંપ—સાંપ' કરી એક એવી તો ચીચયારી પાડી કે તુરતજ પેલી બંધે બાનુઓ સેહેલથી એક છલાંગ મારી પેલો ઝરો કુદાવી ગઇ.

---

## મતલબ અંધાપો.

**હીલ્લુબાઈ** ઇત્તર (નખરાંથી)—હોરમજશા, તમો શું ધારોછ? મારી ઉમ્મર હાલ શું હોશે વારૂ?

**હોરમજશા** (બીહતાં બીહતાં)—કેમ કહી શકું, અલબત—અલબત—અ—

**હીલ્લુબાઈ**—હા, બોલો, બોલો; શું વરસ વીશેક સમજોછ કે? અરે ભલાં માણસ, મેં તો પચીસ દીવાલી જોયલી છે, પચીસ.

**હોરમજશા**—ત્યારે તો હીલ્લુબાઇ હવે તમે ચશ્મો લેઓ તો ઠીક.

**હીલ્લુબાઈ**—મરે રે, પચીસમે વરસે ચશ્મો! તમે શુ કોતક પાડોછ, હોરમજશા!

**હોરમજશા**—તો જુઓની, તમે ફક્ત પચીસજ દીવાલી જોઈ શક્યાં; અને બીજી પંદર દીવાલી જે તમારી સાંમેથી પસાર થઇ ગઇ તે તમોને દેખાઇ નહીં.

## ઉંચા કાનની મોહોકાન.

સભાપતીનાં સુનાબાઇ લગાર કાને બેહરાં હતાં, પણ લોકોમાં તે જણાવવા તેવણ શરમાતાં હતાં. એક દહાડે બંડ સ્ટાંડ ઉપર તેવણની સહી માણેકબાઇના વર રતનશા વકીલ મળ્યા, જેવણ સુનાબાઈની ખબર અંતર પુછતા તેવણની આગળ આવ્યા. સુનાબાઈએ પણ તેવણનાં ઘેરની ખેર આફીયત પુછી, જેના જવાબમાં રતનશાએ કહયું કે, "છોકરાંઓ સરવે સારીપેઠે છે પણ માણેક બીચારી તાપથી ને હાંફ્ણથી ઘણી હેરાન હતી જેથી થોડા દીવસ હવા ફેર કરવા માટે વાંદરે મોકલી છે." ઉપલું વાક્ય જે કમભાયગે સુનાબાઇને બીલકુલ નહીં સંભળાયું હતું તેથી તેવણે પાછું પુછયું "તે તો ખરૂં, પણ માણેકબાઇ કેમ છે? ભલાં માણસ કાંઇ ઘણા દીવસ થયા દેખાતાંજ નથી?"



**સોહોરાબ** (ઈરાની)—બૉઈ—બૉઈ, આજે સું છે? **આજે** ખાવાના બહુ મજાની છે.

**જાઈજીબાઈ**—તુંને ખબર નથી કે આજે આપરાં સીરીન-બઈનું પચમાસીઉં છે?

**સોહોરાબ** (ઈરાની)—હા, હા, મેં સમજીઆ, જયારે સીરીન-બાઈનાં **પંચમાસીઆં**ના આવા મજાના ખાવાના છે ત્યારે **છમસી**આપર વધારે મજાના ખાવાના મલસેની?

**જાઈજીબાઈ**—મુવા, ભુસું રે તુંને, મારી સીરીનનાં નામ ઉપરથી ઓવારૂં તુંને, આવેની છમસી તારાં હોય તેની—આમ બોલી જાઈજીબાઈએ કરરર દેઈને કટકા મોરીઆ.

## ગામડેની ગુલીની બાવાજીને નરમ ઘી જેવી અરજ.

ગરબી.

(કઠણ થયા માધવ મથુરા જઈ કાગળ ન લખીયા કડકોરે.)
(કળજુગ તારી રચના ન્યારી ભેદ ભરી છે ભારીરે.) } એ રાહ.

મરૂંરે મારા બાવાજી, આટલું લખી ઝટ લેજોરે ;
આય બિસાદ વગરનું મુજને લગન ઉપર બસ દેજોરે.—૧.

મંભઇમાં મેં લગન દિઠાં જે તેવાં મારાં કરજોરે ;
એતે જિવતર એજ લગન ને એવા બાવા ઠરજોરે.—૨.

હોંજ્યાં નામો ગઈ હું વિસરી, નથી યાદ કઇ રે'તાંરે ;
જેવાં તેવાં યાદ મને છે, સહુને પૂછી લેતાંરે.—૩.

કાનોમાં બે **કરમ** (કરણ) હિરાના વીટી **બિલિયાવારીરે** ;
(બિલ્યાનની)
**ચમકુલો** મોતીનાં **ભરૂચ** એરિંગ મોટું ભારીરે.—૪.
(રાયફુલ) (બ્રોચ)

સુન્નાનાતો **બરસમેંટ** જારીના ચિનાઇ વારારે ; (બ્રેસ્લેટ)
હીરાની ઓલી **હાંસરી** નેં બાવનસેરી મારારે.—૫. (નેક્લેસ)

જેપાની ગોદરિયું ને ખસખસની ગોલી સારીરે ;
(હોજરિયું) (જેસકસ)
કસબ **વાંદરાનો** ભરાવજો કોર જીકની જારીરે.—૬. (બાદલાનો)

**આઈ કરિમ** ને ચટની કુટની લેજો રંગો એવારે ; (આઈસક્રીમ)
ફાસિનના પોલકા રેસમી આંખે ઊડે તેવારે.—૭.

ઉંચી એરીનાં તો **ભૂત સનેપાટો** બક્કલનીરે; (બૂટ) (સ્લીપર્સ)
રેસમનાં **ઈસતાપ્રાં ચાપ્રાં** સપાટ દસ મખમલનીરે.—૮.
(સ્ટાકિંગ્સ) (ગારટર)

પદમાં હોંજ્યા **ઓલા બાંક્કા** વાંકાટીકા હાથેરે; (સોફા)
**સીધ્ધી મલમલ**ની ટેબલ ને બે **સિપાઈ** તે સાથેરે.—૯.
(સંગેમરમરની) (ટિપાઇ)

**હીજીચક ને ગાંડીની** ખુરસીઓ વીસજ દેજોરે;
(ઇજીચેર) (ગાદીની)
**પેંડાફૂલ** બસ એક **ફૂરસપાનિસ**ની કબાટો લેજોરે.—૧૦.
(પિયાનો) (ફ્રેંચપાલીસ)

ચાર **ખાંધિયા** આખાનો ઉંચોજ ઢોલિયો મોટોરે;
(અખંડપાયાનો)
પાન સુપારી અને ખરો તો ચાંદીનો નહિ ખોટોરે.—૧૧.

સુન્નાંનાતે વાંસ માછલી **ખાંડીનાંજ** તપીલાંરે;
(ખાંડી ચોખા માય તેવાં)
ઓલા **હીરાના દીવા** જે રંગે રાતા લીલારે.—૧૨.
(લુલકસાથનાં જુમ્મરો)

સાસરિયે સહુને પ્હેરાવી લેજો મન સહુ જીતીરે;
મારા વરને હીરાનું ઘડીયાળ સાંકરી વીટીરે.—૧૩.

સસરાજીને કસબી ઓલી લાલ **ધાભરી** ઉનનીરે; (શાલ)
ઘણી ચોકસી કરી ખરિદજો રખે હોય તે જુન્નીરે.—૧૪.

દેજો મારા વરને રોકડ **સા'ઠ મો'તના** કટકારે; (ગવર્નમેંટ લોન)
ત્યારે હું સાસરે સિધારશ કરીશ લટકા મટકારે.—૧૫.

વિણ બિસાદની આય માંગણી બાવા કબૂલ કરજોરે;
ક્હે ફિરોઝ સાસરે વળાવી જમાઇનું ઘર ભરજોરે.—૧૬.

## ઓલડ ફૅશીનના મી૦ રામચંદરજી.

અગાઉ કંપની સરકારના અમલમાં સરકારી ઓધાઓપર તેમજ વેપારીઓતરીકે જે ભોલા ને બીબીજાયા ટોપીવાળાઓ અતરે આવતા હતા, ને જે કીસમનાં ટોપીવાળાઓનાં ભોલાં અને હસમુખાં મુખડાં આજે મુંબઈનાં માઠાં ભાયગે ઝાઝાં જોવામાં આવતાં નથી, તેવી કીશમના એક મી૦ ડંડાંસે આસરે ચાલીસેક વરસની વાતપર અતરે એક હાઉસ ઉંઘાડયું હતું. જેની દલાલીનું કામ અતરેવાળા એક જાણીતા પારસી શેઠ ચલાવતા હતા. એ હાઉસમાં મી૦ રામચંદરજી નામે હેડ કલાર્ક હતા. અસલી વખતને અનુસરતી કેળવણી સાથે ભાગું તુટું કામ ચલાઉ ઈંગ્રેજી ભાષાનું ગ્નાન ધરાવનાર દોઢ ચતુર આ આપણા શેંડીયાજીરાવ હતા! જાતમાં જોર જોવો તો ભુંજયો પાપટ ભાંગી શકાય નહીં એવું, પણ તોર ને રોબ તો માહા પંડીતને એક કોરે બેસાડે એવાં! વાંસ ફોડાઓમાં મી૦ રામચંદરજી કંઇ થોડો ઘણો વગસગ ધરાવવા ઉપરાંત ચીલઝપટના ડાવ ખેલવામાં હોશીયાર હોવાથી તથા બે જીભના ધણી હોવાથી તેવણ ધરીયા ધરાતા કે સરીયા સરાતાતા નહીં. રામચંદરજીની મોટામાં મોટી મગરૂરી "અમચી દોન બાયકા હય, દોન!" આ શબ્દોમાં હતી, ને જ્યારેબી રંગપર ઉતરતા કે કોઇ સાથ તાણપર ચઢતા ત્યારે પોતાની આ વાતની મોટાઇની ઉકમાઈ લેતા! ને તે વખતના ચાલુ દોર મુજબ એ—આ ચોકસ બદી—ઉકમાઈની વાત ગણાતી'તીબી ખરી, એટલે આપણા આ મી૦ રામચંદરજીની તે ખામી

પસાર થવા જેવી હતી! અગાઉ વરસ બે વરસ કોઇ બીજી આરીસમાં ઈંડેંટ કલાર્કનું કામ કરી આવેલા, તે જોકે બીજી બધી બાબદોમાં પથ્થરના ભાઇ ભમરડા હતા, તે છેક એટલેવેર કે આખો એક ઈંગરેજી વાક્ય તો તેઓ બોલી કે લખી શકતા'તા નહીં, તોપણ ઈંડેંટ કામના માહાવરાને જોરે કંઈક દમ ધરાવતા હતા. બહારનાં ને આસેપાસેનાં લોકોમાં રામચંદરજીનો તોર ને દમામ નાકપર માખ બેસવા ન દે એવાં હતાં, પણ સીનોર આગળ તો દરેક બોલે "યસ માઈ લાર્ડ" થીજ કામ લેતા હતા. સીનોર મી૦ ડંડાસ નવાસવા આવેલા, જાતે અમીરી ખવાસના ને આપણા રામચંદરજી ઝડપસડપ સાથે ઘણા નમાના, મીઠા બોલા, જોડા કહાડયા વગર સીનોરના ઓરડામાં જાય નહીં એવા અંદાજા મલાજાવાળા ને ઇંડેંટનાં કાંમમાં ઉપ્યોગી એટલે બીજા કલાર્કો કરતાં રામચંદરજીપર સીનોર વધુ મેહરબાની દેખાડતા. સીનોરે રામચંરજીનું બધું પાણી તો જોઈ લીધેલું, પણ પોતાનાં કામમાં હારે પડેલા જણાયલા એટલે બીજી કશી વાતની તેને વીશે ઝાઝી કાલજી રાખેલી નહીં.

એક દહાડે રામચંદરજી ઇંડેંટનાં કોઇ કાગળ્યાં પર સીનોરની સહી લેવા તેવણના ઓરડામાં ગયા. સીનોરના ઘણાજ વાહાલા દેખાવા તેવણને પેન ઉંચકવા જેટલીબી તસદી નહીં આપવાની મતલબે તેવણે પોતેજ ઝડપમાં પેન લઇ લાગલી સાહીના ખડીયામાં બોલી. તે સીનોરના હાથમાં આપવા જવાની ધાંધલ કરતાં ખડીયાને આંચકો લાગવાથી તે ગબડી પડયો ને સીનોરે તરતનાંજ લખી તૈયાર કરેલાં કાગળપર

ધોળાઇ. સીનોરનાં ખમીશની બાંહે ને તેવણનાં આંગળાં ખરડી નાખ્યાં—રામચંદરજી ચાટ તો બન્યા! પણ મન ઠાવકું રાખી ઉલ ગબડીનો દાવ રમી, હંમેશ જેમ ભોલા મી૦ ડંડાસપર ફાવી જતા'તા તેવા ઢોંગ કીધા ને તુરત ખુશ ચેહેરે મોટે સાદે બોલી ઉઠયા કે "Good omen! good omen! my lord! very good luck to-day! યાને સારા સગન, સગન મારા લાર્ડ, આજે ફતેહ છે."

સીનોરનો પેલો લખાયલો કાગળ રદ થયલો, ખમીસ ખરાબ થયલું, આંગળાં ખરડાયલાં તેથી તેનું પાકીને પલેથર થયલું, તેમાં વળી રામચંદરજીના આ બોલોથી ઉસકેરાઇ જઈ, પાસેજ ટેબલ પર સાહીની બાટલી પડેલી હતી તે લઇ રામચંદરજીને માથાંથી તે વડે નહવારી બોલ્યો કે "If this is good omen—this is *very good* omen! એટલે જે આ જો સારા સગન હોયતો આ તેથીબી સારા છે" એમ કહી પોતાનાં ખરડેલાં આંગળાં રામચંદરજીને મોંહડે ઘસડવા જતા'તા તેની બાંધછોડમાં તેવણની પાગરીના આંટાબી ગળામાં આવી ગયા, ને તેવે હાલે તેવણ સીનોરના ઓરડામાંથી બહાર આવ્યા. આફીસના બીજા કલારકોં ને સીપાઈઓમાં તો તેવણનો તરાસ ઘણો તેથી બધા જણુ આ સોંગ જોઇ દગાઈ ગયા; પણ. સોલુ નામનો એક પારસી અકાઉન્ટંટ હતો તેનીથી રહેવાયું નહીં! તમારૂં ભલું થાયરે પારસીઓ! પારસી પુત કેથે પાધરો રેહેજ નહીં! તો પછી અહીં કાંહાંથી રેહે? તરત પોતાની ટેબલ પરથી ઉઠી,

બીજા કલાર્કોને, અસારતમાં, રામચંદરજીના ફેસ્તાની નીશાન કરી, પુછવા લાગો, કે "કાય ઝાલા, રામચંદર શેઠ, એ કાય ઝાલા ?" સોલુનું ભલું થાય તે એટલું પુછીનેબી મુગો મરી રહયો હોતે તો તે પરવરતે! પણ એટલું પુછતાંજ કલેજું ધરી ધરીને પોતાના નામરાસીયા સોલુની પેઠે એકદમ હસ્વા પડયો, ને તેનો વા બીજા કલાર્કો ભેગો સીપાઇઓને વાગો; ને પછી ખી-ખી-ખા-ખાથી તે ઓરડો બધો ધોધાજ થઈ પડયો!

રામચંદરજીને તો ભોંય ભારી પડી! ઉભાં જાય ને આડાં આવે! મનમાં ચીઢ તો એવી ચઢી કે જો બને તો કાલનું કાલ સોલુનું કાટલું કહડાવે. પણ બુટી પોંહોંચેલ તે તરત વખત સંભાળી લીધો ને તાલ લગાડી ગાબડું મારયું કે "Mail "news good આલી (મેલમાં સમાચાર સારા આવ્યા) "તે શીનોર આજ ફાર ખુશ હય. તે મજસી જરા હસલા! "જવાં તવાં તે ખુશ અસતો મણુજે મજસી અસાજ હસતો." એટલું ટુંકમાંજ પતાવી સેતાન ડાભો કરી હાથ મોંહોડું ધોવા નીચે ઉતરી પડયા.

## દેખાવ બોજે.

મી૦ ડંડાંસના એક વેપારી મીત્રને બેટરી મારફતે સુના રૂપાનો ઢોળ ચઢાવવાનો ઘણો શોખ હતો; તે પોતાની ફુરસદે અવારનવાર પોતાના ને કોઇ કોઇ દોસ્તને ત્યાંના ચમચા કાંટા 'ઈલેકટરો પલેટ' કરતો હતો; તેને એક દહાડે થોડાક પારાની જરૂર પડવાથી તેણે મી૦ ડંડાસને બજારમાંથી તે મંગાવી મોકળવાની એક ચીઠી લખી. મી૦ ડંડાસે આપણા આ બાહોશ રામચંદરજીને તેડી કહયું કે "Get me some

good quicksilver from the market" એટલે બજારમાંથી થોડો સોજ્જો પારો મંગાવો. રામચંદરજી રાણેતા મુજબ ભરાંયા ભારમાં "વેરી વેલ માઈ લાડ" બોલીને બહાર આવ્યા. ઘણોવાર વેર વીચાર કીધો કે વળી એ 'quicksilver' શું ચીજ હોશે! રામચંદરજીમાં મોટી ખુબી એ હતી કે મરતાં પોતાની નબળાઇ કોઇને જાણુવા દેવી નહીં. દમપર સુમારથીજ કામ કહાડી લેવું, પણ હવે દીરગ રહયો નહીં; વખતે સીનોર પાછો હાંક મારશે તો જવાબ દેવો ભારી પડશે, એમ સીકંજામાં આવી ગયાથી લાચારે સોલુને તેડી જાણે બે દરકારીથી કંઇ પુછતા હોય તેમ તેને પુછયું કે "તુમી લોક 'quick silver'લા કાય સાંગતા?" "હમી લોક ત્યાલા પારા સાંગતો" એવો જવાબ સોલુથી મળતાં તુરતજ રામચંદરજી બોલી ઉઠયા કે "હોઇ માલા ઠાઉક હોતાજ, પરંતુ ઉગાચ વીચારલા." એમ બોલતાં તુરત ઉઠી પાનની પટી ચઢાવી બગલમાં છતરી મારી નીકળી પડયા. નીકળી તો પડયા, પણ પારો કાંહાં મલે છે તેની રામચંદરજીને તો ખબરજ નહીં, ને તેટલાં રસ્તામાં ભોગ-જોગે એક ઘાટી મલ્યો. તેને પુછતાં તેણે એક ચોકસ ગવલીનાં ઘેરની ઈધાણી આપી કહયું કે એને તાંથી વખતે સોજ્જો પાડો મળશે. આ ઘાટી પોતે પણ એક ગવલી હતો ને રામચંદરજીએ પુછેલો '**પારો**' એ બીચારો '**પાડો**' સમજ્યો તેથી ગોલા ગવલીને ઘેરની નીશાન આપી. રામચંદરજી ખુશ થયા કે સગણુ તો બધા સારા છે—તુરતા-તુરત ઉપરાસાપરી ખબર મળી જાએચ—પુછપરછ કરતાં

કેટલેક વારે ગવલીનું ઘેર પાયું તાંહાં હોંફ ભર જઇ લાગ્યા. તેણે તે પાડો તેજ દીવસે કોઇ બીજા ધણીને વેચેલો તેની ઇધાણી લઈ રામચંદરજી તેને ઘેર ગયા. એમ રખડ રઝલમાં છેક સાંજનાં પાંચ વાગે બે સોજા પાડા તેવણુ મેળવી શકયા, ને ખુશ થતા થતા આફીસ ભણી આવી લાગ્યા. રામચંદરજીએ બધી જે અકલ વેરી નાખેલી તેમાં એક વાતની તો ખરેખર સાઉચેતી લીધીતીજ કે પાડાવાલા સાથે બોલી કીધેલી કે જો સીનોરને પસંદ પડશે તો બેઉ રાખશે ને નહીં ગમશે તો નહીં રાખશે અથવા વખતે એક રાખવા માંગે તો એકબી આપવો પડશે.

આણી તરફ જેમ છેક સાંજનો વખત થતો ગયો તેમ સીનોરે બે ત્રણ વખત રામચંદરજી વીશે પુછપરછ કીધી પણ તેવણનું ઠેકાણું મળે નહીં તેથી સીનોર તો બંગલે ગયા. કોલાબા તરફ ગ્રાંટ બીલડીંગવાલી જગાપરના એક નાના બંગલામાં સીનોર રેહેતા'તા. એક તરફથી સીનોરનું બંગલે જવું ને બીજી તરફથી દોડ ઝડપ કરતા રામચંદરજી આફીસ તરફ આવી લાગ્યા. ભલા આદમી સોલુ બારીએ ઉભેલો હતો, તેણે પેલા પાડા જોતાંજ રામચંદરજીનો હુરીયો કરી મુકીયો; પણ તેને તેની ભુલ દેખાડવાને બદલે સીનોરને બંગલેજ તે પાડા લઇ જાય એવો ઘાટ રચ્યો. રામચંદરજી જાણે શું એક મોટો વાઘ મારી આવ્યા હોય તેમ દોડ ઝડપ કરતા સીનોરના ઓરડા તરફ ધસ્યા, તેટલાં સોલુએ કહયું કે સીનોર તો તમારી વાટ જોઇ જોઇને બંગલે ગીયાછ ને તાકીદ કરી ગીયાછ કે જેવા તમે આવો તેવાજ બંગલે મોકલી

દેવા. વાસ્તે જલદી જાઓ. નહીં તો સીનોર ફરવા બરવા નીકળી પડશે તો રાત સુધી ખોટી થવું પડશે !

રામચંદરજી બધા પસીને ગરકાવ થયલા—મોંહોડાં માથાંપર ને પગપર મણ મણ ધુલ ચઢેલી—થાકીને બધા લુસ થયલા—હવે જો થાક ખાવા બેસેછ તો સીનોર ફરવા નીકળી પડેછ ને મોડી રાત વેર પાડાવાળો કંઈ થોભે નહીં—જો કોઈ બીજા કલાર્ક કે આફીસના સીપાઈ સાથે તે પાડા સાહેબને બંગલે મોકલી આપે તો તેવણુની બેહદ ઝાકરી પછારીનો તેવણુને જે સરોપાવ મળવાની તેવણે જે ઉમેદ બાંધેલી તે ફોકટ જાયછ—ને સાહેબ તથા મડમને મોંહોડેના શાબાશીના બે સુખન સાંભળવાનો જે અભખરો તે પાર પડતો નથી. તેથી અંતે બનતા જે બને તે ખરી કરીને એક દમ જોસભર તેઓએ પેલા પાડાવાળા સાથે કોલાબા તરફ હેરીઉં લીધું ! આણીતરફ સોલુ ને બીજા કલાર્કો હસવાના ભાવે ભાવ પાડવા લાગ્યા ને રામચંદરજીના સીનોરને બંગલે કેવા હાલ થવાના તેનો ખ્યાલ પોતપોતામાં ચીતારી તેપર તરેહવાર કીસમની રમુજ કરવા લાગ્યા ! બચ્ચા સોલુ, તું છેક અતેરૂં કરી રહયોછ ! પણ યાદ રાખજે કે રાણીસાહેબના—અરે—રામચંદરજીના હાથમાં ડાવ આવ્યો તો તું મુંવોજ છુટવાનો !

સીનોર બંગલે જઈ કપડાં બપડાં બદલી તૈયાર થાય છે—મડમ તૈયાર થઇ ઉભેલાં છે—ગાડી દરવાજા આગળ આવી સાહેબને સારૂ ખોટી છે—તેવામાં હાંફતા હુંફતા રામચંદરજી આવી લાગ્યા. અંદર જઇ સીનોરને ખબર આપી કે "Sir, I have brought two very good 'quick-

silvers' for your honor, quicksilvers very scarce in market—whole day take trouble then got only two—one hundred and twenty-five rupees each!" (સાહેબ, તમારે માટે બે ઘણાજ સારા કવીક સીલવર લાવ્યોછ. કવીક સીલવર બજારમાં ઘણા મોંઘા છે. આખ્ખો દહાડો રઝલ્યો ત્યારે બે મલ્યા. દરેકના રૂપીઆ ૧૨૫.) રામચંદરજી શું બકે છે તેની સીનોરને કંઇ સમજ પડે નહીં, ને તેના હાંફલા ફાંફલા દેખાવથી સીનોર અજબ થયા કરે ને ફરી ફરીને તેને પુછે, પણ રામચંદરજી તો પોતાનું ને પોતાનુંજ ભોંસે. એમ થોડોક વાર થતાં સીનોરબી કપડાં પેહરી તૈયાર થયા ને બહાર જઇને શું દેખાડેછ તે જોવા નીકળ્યા. પેલા બે પાડા દેખાડી રામચંદરજી જરા ઉકમાઇ લઇ બોલીયા કે "are not this very excellent quicksilvers, my Lord?" સીનોર, મડમ ને આસેપાસેનાં બધાંને ખુબ હસ્વું આવ્યું—પણ એમાં ભેદ શું છે તેની કોઇને સમજ પડી નહીં, પણ ફરવા જવાનું અધારૂં થતું હતું તે "go you fool, go away!" એટલા બોલોનો રામચંદરજીને સરોપાવ આપી સીનોર મડમ ફરવા નીકળી પડયાં!

હવે રામચંદરજીની નાસીપાસીનો પાર શું પુછશો? તેવણે સીનોરથી શાબાશીની આશા રાખેલી—આખા દહાડાની રખડપટીનો બદલો મેળવવાની ઉમેદ રાખેલી—તે બધી ભ્રષ્ટ થઈ! રામચંદરજી મનમાં તો બહુ મુંઝાયા, પણ કોઇની આગળ પોતાની નબળાઈ જાહેર થવા દેવી નહીં તે ખવાસે, પેલા

પાડાવાળાને તો એમ કહીને ખેરવીયો કે "સાબકુ પાડા પસંદ નહીં પરતા તે પીછા લેકર જાઓ." પાડાવાળો ધફડતો ચટકતો રામચંદરજીને લાખ લાખ સેસ ભરતો ચાલતો થયો ને રામચંદરજીબી થાકી લુસ થયલા રખડતા રઝલતા છેક રાતના ૮ વાગે પોતાને ફણુસવાડીને ઘેર જઇ ઠેકાણે પડયા. હવે સવારે આશીસમાં સોલુએ રામચંદરજીનાં કેમ ગેરવ્યાં હોશે!—સીનોરે આશીસમાં આવી બધો ખુલાસો જાણી રામચંદરજીની કેવી ધુલ ઝાટકી હોશે!—બધાંનાં દેખતાં રામચંદરજીનો અસલી તોર ને રોબ કેમ હાડમાં ઉતરીયો હોશે!—તે વગેરેની બાબદોનું મનગમતું ચીત્ર દરેક શોકીન (બરીએલ નહીં) વાંચનારને પોતાનાં મન સાથે કલ્પી તેમાંથી જેટલો રસ મેળવાય તેટલો મેળવવાની પુરતી છુટ છે.

---

## વળી ગણવાની કડાકુટ કોણ કરે!

માસ્ટરે એક દહાડે વર્ગમાં પુછયું, "પીરોજશા! જાણે સમજ કે હું એક ડગલો વેતરાવુંછ તેમાં ૩ વાર ને ૪॥ ઇંચ કપડું જોઇએછ. હવે તે કપડાંનો ભાવ રૂ. ૧ ને આના ૫) છે તો બધા મળીને કેટલા પૈસા આપવા પડે?"

આ અઘરડો હીસાબ થઇ શકે એવો ન હોવાથી પીરોજશાએ મીનીટેક થોભી જવાબ દીધો, "સાહેબ, તમે લાંબા છેઓ એટલે ચાર વારથી ઓછામાં તમારો ડગલો થાય નહીં ને તમે મોટા માસ્ટર છેઓ એટલે વાર એકના રૂ. ૨ થી ઓછા તમે આપો નહીં. તેથી ચાર દુ આઠ—રૂપીઆ આઠ જવાબ, સાહેબ."

## માથાંની આગરી.

ફીરોજશા પોપટનાં માથાંપર એક ધુમડું થવાથી તેવણુની સ્ત્રી સુનાઇએ નસલીની જીવીના મલમની પટી કરી તે ઉપર મુકી. થોડોક વખત પછી તે પટી પોતાની જગા ઉપરથી ખસી ગઇ. જે જોઇ ફીરોજશાનો નાનો બેટો અજબ થઇ બોલી ઉઠયો, "મમા—મમા, જુઓ—પપાના માથાંની આગરી ખસી ગેઇ!"

---

## ચોખ્ખો હિસાબ.

એક નફ્‌કરો ઉલ્લુ પરણુવાની ઘણીજ ઉતાવળમાં પડયો, અને કાજીજીપાસે દોડયો, ને કહ્યું, "કાજીજી સાહેબ, મારી શેઆદી કરી આપવાની આપણી હકસાઇ શું થશે?"

કાજીજીએ જોયું, કે કોઇ જબરો રંગીલો છે, માટે એકદમ રૂપીઆ ૨૦ માંગ્યા.

**ઉલ્લુ**—અરે સાહેબ, જરા મારી હાલત ઉપર તો નિગાહ કરો.

**કાજીજી**—તો ઠીક, જા રૂપીઆ ૧૫ લઇશ.

**ઉલ્લુ**—બડી મેહેરબાની થઈ સાહેબ, પણ જુઓ જે બાનુ સાથે હું પરણુનાર છું, તે કાલને કાલજ શેઆદી કરવા માંગે છે, ને મારી પાસે તો ફકત રૂપીઆ પાંચ છે. તે લ્યો ને પાંચ રૂપીઆમાં જેટલી શેઆદી થાય એટલી કરી આપજો, પછી હું મારી જોગવાઈએ જેમ જેમ રૂપીઆ ભરતો જાઊં તેમ તેમ શેઆદીની ક્રિયા પુરી કરી આપજો.

ખરો દીઆનતદાર!

## કોલાબું ગેપ.

પાહાલુ સુથાર બુધા હીજા કાકાનો મોટો દોસ્ત હતો. હીજા કાકાને ખબર હતી કે પાહાલુની બૈરી જણવાની છે તેથી એક દહાડો ગોદીમાં પાહાલુને પુછ્યું, "કેમ પાહાલી ઘરમાં જણી કે?" પાહાલુએ જવાબ આપ્યો, "હોવે." "હું આએવું, છોકરો કે છોકરી?" "ઓ! હું તો પુહતાં વીહરી ગએલો કે હું આએવું, મને તો ખબરબી ની મલે કે હું બાપ થીએલો કે મા."

---

## આમ થાય તો કેવું સારૂં!

અમેરીકાના એક રાજ્યના પ્રેસીડંટનું બાવલું ઉભું કરવાનો રવૈયો છે. પણ ઘડી ઘડી પ્રેસીડંટ બદલાય તેનાં નવાં બાવલાં બનાવવાનાં તો ભારે પડે તેથી ત્યાં એવી સીફ્ત શોધી કાઢી છે કે બાવલાંનું ડોકું સકુથી છુટું પડી શકે અને નવું ડોકું બીજા ધણીનુ બનાવી ઉપર મુકાઈ શકાય.

આ ખબરથી અમારા ધીઆનમાં એક બીજી વાત આવી છે કે અગર જીવતાં માણસોનાં પણ આમ ડોકાં સકુની માફક ઉખેરાઈ અદલબદલ થતાં હોય તો કેવું સારૂં? છ માણસોમાંથી છસો તરેહવાર અવતાર બદલાઇ શકાય. દાખલા તરીકે મેહરબાઈનું ડોકું ઉખેડી તે પર નારણનું લગાડી દઈએ અથવા સત્ય મીત્રના અધીપતીનું ડોકું ફેરવી કાઢી રાસ્ત ગોફ્તારના અધીપતીનાં શરીર ઉપર જડી દઈએ. તેમ નહીં તો રૂખમાબાઇનું ડોકું કાહાડી દાદાજીનાં શરીર ઉપર

અને દાદાજીનું ડોકું રૂખમાબાઇ ઉપર લગાડી દીધામાં આવે તો સઘળા તંટા ફેસાદનું સેવટ આવી જાય. આમ જો બની શકતું હોય તો ડોકાં વેચવાનો ધંધો પણ ચાલે. એમ સમજો ખશરૂજી ઘણા એવાજ છે પણ પૈસાદાર છે અને તેવણને 'હેંડસમ' બાયડી સાથ પરણવું છે તો પાંચસો કે હજાર રૂપીઆ ખરચીને પડોસના કાવસજીનું ડોકું ખરીદી લાવી પોતાનાં અંગ ઉપર લગાડી દે કે પીડા પતી!

---

## મામા મામીનો મેળો.

અરે ભાઇ, આટલી મારી કોઈ સગાઈ સમજાવશો?

મારી માય તે મારી મામીની મામી થાય.

મારી બેન તે મારી બઈરીની મામી થાય.

મારી માયની મમાઈ તે મારી ફુઈની સાસુ થાય.

મારી બેનની નરંદ તે મારી માયની ભાભી થાય.

મારા બનેવીનો બનેવી તે મારો મામો થાય.

મારી બેનની સાસુ તેજ મારા મામાની સાસુ થાય.

મારા બાપના સાળાનો સાળો તેનો હું સાળો થાઉં.

મારો બાપ મારા બનેવીના બનેવીનો બનેવી થાય.

અને છેલ્લે મારા મમાવાના વેવાઇનો વેવાઈ તે મારા સસરાનો વેવાઇ થાય.

હવે એ સગાઈ સમજાવો.

## બીરબલની ગત.

એક વખત દીલ્લીના બાદશાહે પોતાના વજીરને કહ્યું, "અમે વજીર, મારેથી ઉતરતી પંકતીના રાજા પાસે બીરબલ જેવો વજીર છે તેથી મને તે રાજાનો અદેખાઇ લાગે છે; વાસ્તે તું કંઇ એવો ઉપાય કર કે જેથી તે બીરબલનો જાન જાય." વજીરે વીચાર કરી બીજે દીવસે બાદશાહને પોતાનો ઉપાય દેખાડયો કે "બાદશાહ સલામત, તમે તે રાજા ઉપર એક કાગળ લખી મોકલો કે તારો બીરબલ સઉથી અક્કલમંદ વજીરમાં ગણાય છે તો તેને કહે કે એક ઘડો ભરીને અક્કલ મારે વાસ્તે મોકલે, નહીં તો તારી તેમજ તારા બીરબલની બન્નેની ખરાબી થશે." બાદશાહને આ ઉપાય પસંદ પડયો ને તે મુજબ તે રાજા પર કાગળ લખ્યો. પેલા રાજાએ કાગળ વાંચી પોતાના બીરબલને વાંચવા આપ્યો ને પોતે ઘણો ગમગીન થયો; ત્યારે બીરબલે તેને દીલાસો આપી જણાવ્યું કે એમાં દલગીર થવાનું કંઇ નથી; બાદશાહ ઘડો ભરીને અક્કલ માગે છે તો તેને તમો લખી જણાવો કે "અક્કલ તૈયાર થતાં ચાર મહીના લાગશે ત્યાર પછી હમે જરૂર મોકલશું." હવે બીરબલ પેલી અક્કલ તૈયાર કરવામાં ગુંથાયો, તે વખત ચોમાસું બેઠેલું હતું. તેણે એક માટીનો નાનાં મોંહોડાનો ઘડો મંગાવ્યો ને પોતાનાં ખેતરમાં એક કોરાંનો વેલો હતો તે ઉપર એક ઘણુંજ નાનું કુમળું કોરૂં એક નાના દડા જેટલું થયલું હતું તે પેલા ઘડામાં ઉતારીને ત્યાંજ તે ઘડો ગોઠવી રાખ્યો. બે મહીનામાં તો પેલું કોરૂં

અંદરને અંદર એટલું મોટું થયું કે તે ઘડામાં બરાબર આવી રહ્યું, ત્યારે તેને ડાંખલી કાપીને વેલાથી છુટું કીધું ને ઘરમાં લાવી તેને બે મહીના સુકાવા દીધું. પછી રાજા આગળ લઈ જઈ કહ્યું "લેઓ મેહેરબાન, આ ઘડો ભરીને અક્કલ તમારા બાદશાહપર મોકલી આપો ને કહેવાડજો કે અક્કલ હોય તો મેહેરબાની કરી અંદરથી 'અક્કલ' આખીને આખી કાઢી લેજો ને ઘડો આખોને આખો પાછો મોકલજો." રાજા ઘણો ખુશ થઈ ગયો ને તેના કહેવા મુજબ કાગળ લખી પેલો ઘડો બાદશાહપર રવાના કીધો. બાદશાહ કાગલ વાંચીને તથા અક્કલવાળો ઘડો જોઈ બીરબલપર આફરીન કરવા લાગ્યો પણ અફસોસ, કે આ નવી હુશીઆરીથી ઓર વધારે તે બીરબલપર અદેખાઈની નજરે જોવા લાગ્યો. કારણ કે પેલાં કાગળમાં લખવા મુજબ ઘડામાંથી પેલી (કોરૂં) અક્કલ આખીને આખી ને વળી ઘડો ભાંગ્યા વગર કાઢી શકે તેવું કોઈપણ હુશીઆર આદમી હતું નહીં તેથી પોતાને વધારે નામોશી જેવું લાગ્યું.

આખરે વજીરના કહેવાથી બીરબલને પોતાનાં શેહેરમાં બોલાવીને કોઈ તદબીરથી તેને ફસાવી મારવાના ઇરાદાથી બીરબલને બોલાવવાનું કાગળ મોકલ્યું. તે પ્રમાણે બીરબલ આવી લાગ્યો, બે દીવસ સુધી તો બાદશાહે તેની સારી માવજત કીધી પણ ત્રીજે દીવસે બાદશાહે તથા વજીરે એવી મસલત કીધી કે આજે બીરબલને કાંઈ બહાને પાસેનાં ગામમાં મોકલવો અને એવી રચના રચવી કે જ્યાંથી

તે આવતી કાલે સાંજે હંઇયાં પાછો આવે. વળી તે જ્યારે જાય ત્યારે એની ગેરહાજરીમાં આપણા શેહેરમાં ઢંઢેરો ફેરવવો કે "આવતી કાલે સાંજે શેહેરનાં તમામ ગરીબ કે પૈસાવાલા, મોટાથી નાના સુધી, સર્વે માણસોએ બાદશાહના તલાવ આગળ હાજર થવું ને દરેક જણે તે તલાવમાં નાહવા પછી, ત્યાં બાદશાહ આવી બેસશે તેવણ આગળ એક ઇડું મુકી જવું. કોઇપણ સખસ આ ફરમાન તોડશે તેને ફાંસી દેવામાં આવશે." આ મુજબ બીરબલને કંઇ બાહાનાથી પાસેનાં ગામમાં રવાના કીધો ને તેની ગેર-હાજરીમાં ઉપલો ઢંઢેરો ફેરવ્યો. બીજે દીવસે સાંજે દરેક માણસ પોતાનાં ઘરબાર બંધ કરી એકકું ઇડું લઇ તલાવે ગયાં; તે દરમેઆન બીરબલ પણ ગામથી આવી લાગ્યો ને જોયછ શું કે શેહેરમાં એક પણ આદમી મળે નહીં. પુછે પણ કોણને, ચાલતો ચાલતો તે પેલા તલાવ આગળ જંઇ લાગ્યો તો તેને માલમ પડયું કે સર્વે માણસ ત્યાં એકઠાં થયલાં છે અને દરેક જણ તેમાં નાહીને બાદશાહ આગળ જઇ નમન કરીને એક ઇડું મુકી આવે છે. આ બાબદનો ખુલાસો તેણે એક સખસ પાસેથી મેલવ્યો કે આ રીતનો બાદશાહી ઢંઢેરો ફરયો છે ને તે મુજબ નહીં ચાલે તેને ફાંસીની સજા છે. ગરીબ બીચારા બીરબલને તો કંઇ માલમ હતું નહીં ને તેની પાસે તો ઇડું પણ હતું નહીં તોપણ ધીરજ રાખી હાથ જોડી દુર ઉભો રહી તમાશો જોયા કીધો; એક પછી એક એમ કરતાં આસ્તે આસ્તે સર્વે લોક પોતાની ફરજ અદા કરી

પોતાને ઘેર ગયું. આખરે છેલ્લે બીરબલ રહી ગયો. બાદશાહ તથા વજીર મનમાં મલકાવા લાગ્યા કે હવે બીરબલનું મોત નજદીક આવેલું છે પણ તેઓની અજાયબી વચ્ચે બીરબલ તલાવમાં નાહવા ઉતરયો અને નાહી રહીને બહાર આવી બાદશાહ આગળ આવી નમન કીધું પછી જે પ્રમાણે એક મરઘો વાસવા પહેલાં પોતાનો પાંખ ફફડાવે છે તે મુજબ બીરબલે પોતાના બન્ને હાથ હીલવ્યા પછી ડોકી ઉંચી કરી 'કુકરે કુક' કરી મોટે સાદે મરઘાની માફક બોલ્યો. બાદશાહે હસીને આમ કરવાનું કારણ પુછ્યું. બીરબલે જવાબ દીધો, "બાદશાહ સલામત, જેઓ આ બધાં ઇડાં મુકી ગયાં તે બધી મરઘીઓ હતી અને તેઓમાં હું એકજ મરઘો છું." બાદશાહ બીરબલની અક્કલ પર આ વખત કુરબાન થઈ ગયો ને એટલો તો તેની ઉપર ફીદા થઈ ગયો કે બીરબલને પોતાના વજીરની ઉપર વડા વજીર તરીકે રાખવાને પેલા બીરબલ વાળા રાજા પાસે માગી લીધું ને બીરબલને સારી રીતે નવાજેઓ.

---

## દોહરાનો અર્થ.

એક શખ્શનો સ્વભાવ બહુ પાજી હતો. સેજ વાતમાં ઘરમાં સ્ત્રી સાથ ચીથડાં ફાડે. આ શખ્શે એક બકળીઉં ખરીદ કરી રાખ્યું હતું કે ઈદને દીવસે હલાલ કરવામાં આવે. ઇદની સહવારમાં તે પોતાની સ્ત્રીને ફરમાવી ગયો કે બકલીઆંને હલાલ કરાવી રાંધવું. ધણીના બહાર જવા

પછી સ્ત્રી હલવાન શોધવા ગઈ તો મળે નહીં. તે બહુ અકળાવા લાગી કે જો રાતના રાંધેલું ગોશત ન જોશે તો મીયાં કોણ જાણે કેમ તુફાન કરશે. કાંઇ ઉપાય સુજયો નહીં એટલે રસતામાં એક કુતરૂં ફરતું હતું તે પકડી લાવી હલાલ કરી ગુપચુપ રાંધયું. હવે આ સઘળો તમાસો તેના છોકરાએ જોયો હતો. છોકરો બહુ શેઆણો એટલે મુઝાયો અને આમાંથી કેમ છુટવું તેનો વીચાર કરવા લાગ્યો. રાતના મીયાં જમવા બેઠા એટલે બીબીએ પકાવેલું કુતરૂં લાવી પીરસયું. જેવો મીયાં હાથ ઘાલવા જાય છે એટલે છોકરાએ હાથ પકડી લીધો. બાપે કારણ પુછતાં છોકરો આ નીચલા દોહરા બોલ્યો :—

દોહરા.

કહું તો કહા ન જાય,<br>
ન બોલું તો બાપ કુત્તા ખાય,<br>
બોલું તો મા મારી જાય.

---

એક ન્યુસપેપરના અધીપતીએ પોતાના ન્યુસની એક કોલમમાં એવી જાહેર ખબર છાપી કે, "આ પત્રનો દીન પર દીન એટલો તો બોહોલો ફેલાવો થાય છે કે તેનો માલેક ગ્રાહકોની સંખ્યામાં 'લખ્ખો' નામ દેખાડવાને શકતીવાન છે."

ખબર કાઢતાં માલમ પડયું કે ગ્રાહકોની સંખ્યા કાંઇ લખ્ખોની ન હતી પણ ગ્રાહકોમાં એક 'લખ્ખો દુધવાલો' કરીને નામ હતું.

## ખરી વાત છે !

એક રાજા હતો. તેણે એવું સાંભળ્યું કે ગામના લોકોમાં એવો વેહેમ છે કે "સવારના પોહોરમાં કોઈ હજામનું મોહોડું જોવું સારૂં નથી." તે ઉપરથી રાજાએ હોકમ આપ્યો કે સવારના પોહોરમાં મારા હજામને ચાદર ઓઢાડી મારી આગળ લાવવો કે મારા શીવાએ બીજો કોઈ તેનું મોહોડું જોય નહીં. તે મુજબ તે હજામને ચાદર ઓઢાડી રાજા આગળ લાવ્યા ને હજામે ચાદર ઉઘાડી પોતાનું મોહોડું રાજાને દેખાડી ત્યાંથી ચાલી ગયો. થોડો વખત પછી રાજાને વાસ્તે નાસ્તો તૈયાર થયો હતો તે ખાવા બેઠો તેવામાં તે નાસ્તાની રકાબીમાં ઉપરથી એક ઘલોડી પડી. રાજાનો જીવ કચવાયો ને ભુખું ઉઠવું પડયું. હવે તેની ખાતરી થઈ કે ખરેખર હજામનું મોહોડું જોવું સારૂં નથી. આજે મેં જોયું તેથી ભુખું રહેવું પડયું. તે ઉપરથી રાજાએ તરત હોકમ કીધો કે પેલા હજામને ફાંસી દેવો ને બીજા ગામના હજામોને ગામ બહાર કાહાડવા. જ્યારે પેલા હજામને ફાંસીનાં લાકડાં આગળ લઈ આવ્યા ત્યારે તેણે બીજાઓને અરજ કીધી કે "મારે બાદશાહને કંઈ કહેવાનું છે માટે મને પેહેલે બાદશાહ આગળ લઇ જાઓ." તે મુજબ તેને બાદશાહ આગળ લઈ ગયા ને સર્વેને તે ઓરડામાંથી બહાર જવા ફરમાવ્યું. પછી હજામે આસ્તેથી બાદશાહને કહ્યું, "બાદશાહ સલામત, આજે તમે મારૂં મોહોડું જોયું તેથી તમોને ભુખું રહેવું પડયું, પણ મેં તમારૂં મોહોડું જોયું તેથી તો મને ફાંસીએ જવું પડે છે, વાસ્તે એ વાત શેહેરના લોકોના સાંભળવામાં આવશે તો કોઇ તમારૂં મોહોડું

જોશે નહીં." રાજાને આ તકરાર વાજબી લાગ્યાથી તેને તથા બીજાં હજામોને માફી બખશી તથા કોઈ બીજા આગળ એ વાત નહીં કહેવાને હજામને મોટું ઇનામ આપ્યું.

---

## માથેનો.

મહાન પુરૂષોની સહી એકઠી કરવાનો એક જણને ઘણોજ શોખ હતો. તેણે જાત જાતની સહીઓ ભેગી કરી હતી પણ એક નામાંકીત કવીની સહી હાથ આવે નહીં. ઘણી મારફતથી તજવીજ કરી પણ ફોકટ. આખરે તેણે વીચાર કરયો કે કવીને એક ચીઠી લખી કાંઇ સવાલ પુછું ને તેના ઉત્તરમાં કાગળ આવશે તેમાંથી સહી કાપી લઈશ. આમ ધારી કવીને કાગળ ઘણોજ માનપુર્વક લખ્યો કે "અમો કેટલાક મીત્રો વચ્ચે વાંધો પડયો છે કે કઇ ડીક્ષનરી સરસ, વેબસ્ટરની કે આગીલવીની. માટે તમો સાહેબનું મત માગવાની હીંમત કીધી છે, એટલે ગરીબ સેવકને ઉત્તર વાળવાની કૃપા કરજોજી."

આ પ્રમાણે લખી ઉપલો ધણી ઈંતેજારીથી ઉત્તરની રાહ જોતો બેઠો. બીજે દીને ટપાળનો સીપાઈ કાગળ લાવ્યો ખરો. આખરે કવીરાજ સપડાયા આમ ધારી પેલાએ ઝડપમાં કાગળ ઉખેડયું તો તેમાં ફકત એક કોરૂં નોટપેપર બીડેલું હતું. જે ઉપર લખનારની પોતાનીજ ચીઠીમાંથી 'ઓગીલવી' શબ્દ કાપી કાહાડી સફાઈથી ચળગાડયો હતો!

## બદ મનશાની—હઝાર લ્યાનત !

ત્રણ મુસાફરોને રસ્તામાં એક ખુબસુરત ઓરત મળી. તેણી સાથ વાતચીત કરતાં એવું માલમ પડયું કે તેણી કુંવારી હતી અને પરણવાને ખાહેશમંદ હતી. હવે આ ત્રણ જણમાંથી કોણે પરણવું એ બાબે વાંધો પડવાથી ત્રણે જણા પેલી ઓરતને લઈને બાદશાહ પાસે ચુકાદો લેવા ગયા. બનાવ એવો બન્યો કે પેલી ઓરતની ખુબસુરતીએ બાદશાહ ઉપર અસર કીધી તેથી બાદશાહાની દેઆનત બગડી અને તેણીને પોતે મેળવવાની ગત શોધીને કહયું, "તમે ત્રણે શખસો કંઈ જુઠું બોલો તેમાંથી જેનું સઉથી સરસ જુઠું હશે તેને એ ઓરત મળશે. આ ઉપરથી પેહેલા શખસે તોપ મારી કે "બાદશાહ સલામત, મારા બાપની જેઆરે શાદી થઈ ત્યારે બાર કોસનો માંડવો બંધાવયો હતો અને તેમાં આખી દુનીઆંના માણસોને એક દીવસમાં ખવાડેઆં હતાં." બાદશાહે કહયું "આ વાત તમારી કંઇ જુઠી નથી પણ ખરી છે, વાસ્તે તમોને નહીં મલશે." બીજા શખશે પછી પોતાની વાત શરૂ કીધી, "સાહેબ મારા બાપના બપાવાના બપાવા વીસ હજાર વરસની ઉંમરના હતા તેવનની દાહડી એટલી તો મોટી હતી કે તેમાંથી થોડી તેવણ બીછાના તરીકે પાંથરતા, થોડીનો તકીઓ કરતા, થોડી ઓઢવામાં વાપરતા ને બાકી રહેતી તે વતી માંખ ઉડારતા હતા." આ ભાઇ તો મુછ પર તાવ દેઈને ઉભા કે પેલું ખુબસુરત બગલું ઓય હાથમાં આવશે પણ તેની પણ ભારે અજાયબી વચે બાદશાહ સાહેબે તો પોતાનો દસશેરો હીલવી કહયું "નહીં એ તમારી

વાત જુઠી નથી પણ ખરેખરી છે વાસ્તે તમે પણ ફરતા આવો." હવે ત્રીજો શખસ જરા પોંહોચેલી બુટ્ટી હતી તે ચેતી ગયો કે આ તો ત્રણ બીલાડાઓની લડાઇમાં વાંદર રાજા આ સફેદ રોટલી હજમ કરી જવાની ગત રમે છે તેથી એનો ઘાટ આપણે ઘડવો જોઈએ. એમ ધારી તેણે નીચે પ્રમાણે વાત કહી કે "બાદશાહ સલામત, જ્યારે તમો સાહેબના બેહેસ્તી બાવા રાજ કરતા હતા ત્યારે મારા બાવા પણ જીવતા હતા. જેમ તમારા બાવા પાસે અગણીત લશકર હતું તે મુજબ મારા બાપ પાસે બેસુમાર ખેતરો હતાં. એક વરસ વરસાદ નહીં પડવાથી દુકાલ પડેઓ તેથી રાજાનું લશકર તથા ગામનું લોક ભુખે મરી જવા લાગું. એક દહાડે મારા બાપની નજર આસમાન તરફ ગઈ તો તેવનને પાણીથી ભરેલી એક વાદલી જતી માલમ પડી તે જોઇ તરતજ તેવણે એક મોટી લાકડી લઈને તે વતી પેલી વાદલીને ખુબ હીલવી એટલે જોઈ લેવો—બધે બધ વરસાદજ વરસાદ. મારા બાપનાં બધાં ખેતરોમાં બધો અનાજ ઉગી નીકલેઓ. આ સાંભળીને તમારા બાવાએ મારા બાપ પર એક કાગલમાં કાલા-વાલા સાથ લખ્યું કે મારૂં બેશુમાર લશકર અનાજ વગર ભુખે મરે છે વાસ્તે તમારાં બધાં ખેતરોમાં જેટલો અનાજ થગો હોય તેટલો લશકરને વાસ્તે મોકલી આપશો તો મોટી દુવા લાગશે ને તમે જે કીંમત કહેશો તે કીમતના રૂપીઆ હું જીવતો છું ત્યાં સુધીમાં ચુકવી આપસ નહીં તો મારી પછી મારો દીકરો ગાદીએ આવશે તે તમોને ચુકવી આપશે. વાસ્તે બાદ્શાહ સલામત અગર વાત ખરી હોય

તો અનાજના રૂપીઆ ચુકવી આપો ને અગર એ વાત જુઠી હોય તો તમારી બોલી મુજબ આ ઓરતને મારે હવાલે કરો."

બાદશાહનું કોઠું તો ગેપ થઈ ગયું. તે વીચારવા લાગો કે "બકરૂં કાઢતાં ઉંટ પેશી ગયું. આ એક ઓરતની લાલચમાં વાતને ખરી કહુંછ તો અનાજના લાખો રૂપીઆ આપવા પડેછ." એમ વીચારી પેલા ત્રીજા શખસને કહ્યું "આ તારી વાત તદન જુઠી છે, માટે લે આ ઓરતને તું પરણવા લાયક છે." એમ કહી તેને સામું ઈનામ આપી રવાના કીધો.



પરેલનાં એક કારખાનાંમાં નીચે પ્રમાણે એક પાટયું મારયું હતું:—

"ગ્રહસ્થોએ મેહેરબાની કરી વગર રજાએ
અંદર આવવું નહીં."

હવે એવું બન્યું કે આ પાટયું વાંચવા છતાં આપણા સોહરાબજી સીકંદર કારખાનામાં દાખલ થયા અને ઠંડે પેટે અંદર ફરવા લાગ્યા. એટલામાં ત્યાંનો મેનેજર તેવણુ આગળ આવી કહેવા લાગ્યો, "શેઠ, બહાર પાટયું મારવા છતાં તમે વગર રજાએ અંદર દાખલ થયા." સોહરાબજી સીકંદરે આ સવાલનો ઉત્તર વાલ્યો કે "મારા મેહરબાન, તે પાટયું ગ્રહસ્થ માણસોને માટે છે, કંઇ હમારા જેવા સાહુ ચોરને માટે નથી કે હમો અંદર આવ્યે નહીં."

## વરસ કયાં નાખ્યાં હશે.

એક છોકરો પાણીના ધડા આગળ ઉભો રહી ભજીઉં ખાતો હતો. પાણીના ધડામાં પોતાનો પડછાયો પડવાથી તે સમજ્યો કે કોઇ બીજો છોકરો અંદર છે તેથી તેણે પેલું ભજીઉં દેખાડીને કહ્યું, "દેખ, એ ભજીઆ ચઇતા હએ." એટલામાં તે ભજીઉં ધડામાં પડી ગયું તેથી રડતો રડતો પોતાના સવા ચતુર બાપ પાસે જઈને કહ્યું, "બાવા—બાવા, એ હંડેમેકા લડકાને હમારા ભજીઆ છીન લીઆ." બુઢામીઆ હાથમાં લાકડી લઇ હાંડા આગળ જઇ જોયછ તો અંદર તો લડકાને બદલે મોટી દાહડીવાળા મીઆં માલમ પડ્યા. પોતાનાજ ઓળાને જોઈને બુઢેમીઆએ દોળા ચઢાવીને કહ્યું, "કયું બદમાસ, મેં તો સમજા કે કોન લડકા હોગા; લેકીન ઇતની બડી દાહડીવાળા હોકે ભજીએ છીન લેનેકુ શરમ નહીં લગી."

---

દાકટર નીમ હકીમે પોતાના કંપાઉન્ડરને પુછયું કે "વાંકા મોહલ્લામાંનાં શુનાબાઇને કાલે મેં લખી આપેલી દવા તેં આપેલી કે?" કમપાઉન્ડરે જવાબ દીધો. "હા સાહેબ." દાકટરે પાછું પુછયું "તું શું ધારેછ, તેઓએ તે પીધી હોશે?" કમપાઉન્ડરે ગંભીર અવાજે ટાહુકો પુરયો "મારી ખાતરી છે સાહેબ." દાકટરે ઉલટમાં પુછયું "શાથી ખાતરી થઇ?" કમપાઉન્ડરે ઝડપમાં બોલી દીધું "હું સવારના દવાખાનામાં આવ્યો ત્યારે તેઓનાં બારણા આગળ બાંક મુકાતા હતા અને પાયદસ્તની ગડબડ ચાલતી હતી." દાકટરનું મોઢું જોઇ લેવું!

## સારૂં માણસ જોઇને નાખજે.

પતેતીને દહાડે સવારે શેઠ પોતાના ફેમીલી સાથ ફ્રુટ ખાવા બેઠા. ખાઈ રહેવા બાદ તે ફ્રુટનાં જે છાલ છોલટાં વધેલાં હતાં તે નાખી દેવા પોતાને ત્યાંના ચાકરને કહ્યું, "લે સોમલા, આ છાલનો ઢગલો કરી બહાર નાખી દે, પણ રસ્તામાં કોઈ જતું આવતું સારૂં માણસ જોઇને નાખજે, આંધલો થઇને ના નાખતો." સોમલો એક ટોપલીમાં છાલ ભરીને બારી આગળ આવી બેઠો. નજદીક પા કલાક સુધી બેસીને આવતાં જતાં માણસને જોતો તેવામાં એક કોઈ ગ્રહસ્થ પતેતીનાં ધોતાં કપડાં પેહેરી રોબમાંજ ત્યાં આવતાં સોમલાએ જોયો કે તરત ટોપલી લઇ તૈયાર થઈ ઉભો ને જેવો તે ગ્રહસ્થ બારી નીચેથી પસાર થવા લાગો કે તે ટોપલી તે બીચારાની ચલકતી પાઘડી ઉપર ઉંધી મારી. પેલા ગ્રહસ્થ તો ગાળ દેતા મોટે બુમ મારવા લાગા. ઘેરના શેઠ ને સોમલાજી બહાર આવ્યા પણ સોમલાએ તરતજ જવાબ દીધો, "નહીં છેઠ, અરધો કલાક બેઠ્ઠી રેહેલો પણ તમારાં જેવું છારૂં માનછ નહીં દીથેલું તેથી જેવા તમે આએવા કે તમારી ઉપરજ લાખ્યું."

---

## હુશીયાર.

**શીક્ષક**—બોલ જમશેદજી, બાલારામ ગાયછે એનું ઈંગ્રેજી શું ?

**નીશાળીઓ**—Balaram is cow, Sir.

## મરઘાં બતકાંનો વેપારી.

માણેક પેંગીનો બાપ મરઘા બતકાંનો વેપારી હોવાથી વારે ઘડીએ જ્યારે માણેકને કોઇ પુછતું ત્યારે તેને નીચે જોવું પડતું. આ શરમ કાહાડી નાખવા માટે માણેકે એક યુકતી રચી. જ્યારેથી કોઈ તેવનને પુછતું ત્યારે માણેક જવાબ આપતી, "મારા બાપ તો **તરકી**ના વેપારી છે."



એક વાર એક માથે પડેલા મુલ્લાંજી સાહેબે મસીદની અંદર વાએજી કરતી વેળાએ લોકોને પુછ્યું કે "અરે મારા ધરમી પુરૂશો તમે જાણોછો કે આજ દીને હું તમને શું કેહેનાર છું." જવાબ 'ના' મળવાથી "આવા મુરખાઓ સાથે હું મારો વખત ગુમાવવા માંગતો નથી" એમ કહીને મુલ્લાં સાહેબ ત્યાંથી ખરી ગયા. બીજે દહાડે પાછી વાએજી કરતાં મીઆંજીએ પાછો એજ સવાલ કરયો. આનો ઉત્તર 'હા' મળવાથી "ત્યારે હવે તમને વધારે સમજાવવાની કશી અગત્ય નથી." એમ કહી પેલા લેભાગુ મુલ્લાંજીએ ત્યાંથી રૂખસદ લીધી. ત્રીજી વેળાએ વાએજી કરતી વખતે મુલ્લાંજીએ પાછો એજ સવાલ કરયો. ત્યારે એના જવાબમાં લોકોએ કહ્યું કે, "હમારામાંના અરધાં માણસો જાણે છે અને અરધાં તે વીશે અનજાણ છે." આ જવાબનો વલતી મુલ્લાંજીએ ઉત્તર વાલીઓ, "ચાલો ત્યારે જે લોકો જાણે છે તે લોકોએ જેઓ નથી જાણતા યાને ઉલ્લુઓ છે તેઓને સમજાવવાની તસદી લેવી." એમ કહીને મીઆંજી ત્યાંથી ગયા તે પાછા વાએજી કરવા આયાજ નહીં.

## ઉસાનો ભાઇ મુસો.

એક છોકરીએ પોતાની માને સવાલ કીધો "મા, મા, દરીઆમાં જો આગ લાગે તો બધી માછલીઓ કયાં જશે? તેઓ ઝાડપર જઇને બેસશે કેની વારૂં!" માએ જવાબ દીધો, "અરે રાંડ શેઆણીની છોકરી દીવાની—તેઓ કંઇ ગાએ ભેંસ છે કે ઝાડપર જઈને બેસશે?" (જુઓ શેઆણી માએનું શેઆણપણુ.)

---

ચાર શખસો એક ગામથી બીજે ગામ જવા સાથે નીકળ્યા. રસ્તો જલદી કપાએ એવા ઇરાદાથી ચારોએ ઠેરાવ કીધો કે આપણે ચારો જણે કંઇ જુઠું બોલવું તેમાંથી સઉથી સરસ જુઠું કોણનું છે તે જોવું. આ ઉપરથી એક જણાએ કહ્યું, "મારા જેવો ગધેડો આખા દેશમાં મળનાર નથી." તેજ વખતે બીજાએ કહ્યું, "જા બા તું તો ખાલી પીલી વખત ગુમાવેછ. આપણી બોલી તો જુઠું બોલવાની છે ને તું તો સાચું કેમ કહે છે?"

---

બે છોકરાઓ એક વકીલનાં ઘરની બહાર ઉભા રહી જોયા કરતા હતા તેવામાં વકીલે બારીએથી કહ્યું, "એ તમો શું જોવો છો, એબી કંઈ દેવળ જોયું કે?" છોકરાએ જવાબ દીધો, "હા, પેહેલે તો હમે દેવળજ સમજ્યા પણ હમણા અંદરથી શેહતાનનું ડોકું નીકળેલું જોઇ બરાબર સમજ્યાકે એ દેવળ નહીં પણ દોજખ છે."

## બાવાનું ખાનું ખરાબ.

બેરાંમજી સરકારીનો બુચો જાંહગીર બાવાની તેબલ આગળ ઉભો ઉભો રમતો હતો તેવામાં બુચાને હાથે તેબલ ઉપરના ખડીઆની સાહી ધોલાઈ અને સાહીનો રેલો ખાનામાં ચાલીઓ. આએ જોઇ જાંહગીરની બેન પીલાઇ બુમ પાડવા લાગી કે, "માએ, માએ, બાવાનું ખાનું ખરાબ થઇ ગીયું." આએ સાભળીને બુચીનાં મમાઈ જેવણ રાંધણીમાં ચોખા ચુટતાં હતાં તેવન જમીન સાથે પગ ચોલીને બોલીઆં, "અરે તુને ભુસુંરે બાપનાં ખાના પરથી—જો રાંડ બાપનું હેત ખાયછ તે—થાયની જે તારા બાપનું બુરૂં ચીતે ને વવરૂં બોલે તેનું. ખબરદાર જો રાંડ ફૂરીથી બોલીછ તો તારો ટોટો પીસસ."

---

બાઇ—રામા, તું તારા શેઠને ચાહ આપવા ગયો તેને કેટલો વખત થયો. શું ધાર આવી, રસતામાં ચાલતો હતો કે ઉંઘાતો હતો?

રામો—બાઈજી, શેઠ ચાહ પીતાં જરા વધારે વખત લગાડે છે તેની તમને શી ખબર છે.

બાઇ—હું તે કઇએ સમજતી નથી. તુને જલદી ઘેર આવવુંજ જોઇયે. હીયાં બધું કામ પરી રહીયું છે તે કોણ કરે તારો કાકો કે મામો.

રામો—ઠીક છે બાઈ, હું હવે કાલથી વેહેલો આવીસ.

બાઈ—(બીજે દહારે રામો જલદી આવ્યો ત્યારે) કેમ રામા, આજે કેમ જલદી અવાયું?

રામો—જલદી કંઈ અમથું અવાયું. રસતામાં ઉભો રહીને

ચાહ ફુક મારી મારીને ઠંડી પારી તયારે પછી જયારે શેઠને આપી તયારે તેવણે ચાહને ઠંડી પરેલી જોઈ તયારે ગટ કરીને પી ગયા ને હું ઝટ કરીને તમારી પાસે આવી ઉભો.

બાઇ—તુને ઓવારી મુકુરે ભસતે ગીયાને. તું દરવંડ પારસીની ચાહેને ફુક મારે. તારા સેઠને તો એ વાતની ઘણી છીત છે. જો જાણુશે તો તુંને ને મને છુંદી નાખશે. પણ જા તારૂં કાલું કર અને શેઠ આગળ બોલતો ના, સમજયો કે.

---

**સવાલ**—મુંબઇમાં બારટન કમપનીએ દુકાન કેમ બંધ કરી ?

**જવાબ**—કારણ કે તેની તીજોરી ઉપર બાર ટનનો બોજો હતો.

---

માકાદારૂ હાડકાની તપેલીમાંથી દરરોજ ગોસ્ત કોઇ જમી જતું હતું. આ ચોર પકડવાની માકાદારૂએ ઘણીબી તદબીર કીધી પણ સરવે ફોકટ. અંતે એક દીવસે માકાદારૂએ જોયું તો પોતાનો મોટો કુતરો મોટી રાંધણીમાં ભરાઈ તપેલી ઉંઘાડી માહેથી બોટાં ચાંપતો હતો. તરતજ માકાદારૂએ રાંધણીમાં જઇ ચીપીઓ લીધો અને પેલા કુતરાને ચીપીએ ચીપીએ ઠોકયો. આથી કુતરો “ કાઉ કાઉ કાઉ” કરીને પોકારવા લાગ્યો તેથી માકાદારૂ વધારે ચીરડાઇને બોલીઆ, “ ગોલામના ઝણીઆ, કાઉએ તુને સીખવીયો કે કાઉ કાઉ કરીને પોકાર મારેશ. એ કાઉ કાણ છે, લન્ડા મને કહે તો ખરો.”

## અક્કલનો ઓથમીર.

એક શેઠને ત્યાં એક ડોર અકલી ચાકર હતો. તેને એક દીવસે શેઠે એક દોઢીઉં આપ્યું કે જા એક ડોઢીઆનું તેલ લઈ આવ. પેલો ચાકર પેઆલું લઇ તેલવાળાની દુકાને ગયો ને ડોઢીઆનું તેલ માગ્યું. તેલવાળાએ તે પેઆલું છેક કાંઠા સુધી ભરી આપ્યું તે છતાં ચાકરે કહ્યું, "થોડું વધારે નાખની." તેલવાળાએ કહ્યું, "દીવાના, હવે પેઆલામાં નાખવાની જગા ક્યાં છે—શામાં નાખું તારાં કપાલમાં." આ સાંભળી પેલા ડોઢ ચતુરે પેલાં પેઆલાંવાળો હાથ ફેરવી ઉંધો કીધો ને તે પેઆલાંનાં તલીઆંની જે કોર રહે છે તે દેખાડી કહ્યું, "લે આમાં રેડ." ભરેલું પેઆલું ધોલી નાખી પેઆલાની તલીઆંની કોરમાં જેટલું તેલ રહ્યું તે લઈ શેઠને ત્યાં ગયો. શેઠે તેલ જોઇ કહ્યું, "ડોઢીઆનું બસ આટલુંજ તેલ લાવ્યો?" તેજ વખતે તેણે જવાબ દીધો, "નહીં સાહેબ, નીચેબી ભરેલું છે એમ કહી વળી હાથ ફેરવી ઉંધો કીધો ને પેઆલું સરખું કીધું, એટલે પેલું થોડું તેલબી ધરતી માતાનાં પેટમાં ગયું.

---

## સસેકા તીન પાંઉ.

એક સાહેબે પોતાના બબરચીને એક સસલું કાપવાનો હોકમ કીધો. સસલું પકાવેઆ બાદ બબરચીનો તેમાંથી ખાવાનો શોખ થઈ આવવાથી તેનો એક પગ ખાઈ ગયો. સાંજે ટેબલ પર ખાતી વખતે શેઠને ત્રણજ પગ માલમ પડવાથી બબરચીને ચોથા પગ વીશે પુછ્યું. બબરચીએ

જવાબ આપ્યો, "સાબ, સસેકા તીન પાંઉ." સાહેબે તે વાત માની નહીં ને બબરચીને ખુબ ઠોકયો. બીજે દીવસે સાબ બહાર જવા નીકળ્યા ત્યારે સાથે તે બબરચીને પણ લીધો હતો. રસ્તે જતાં એક મેદાનમાં પુશકલ સસલાં ફરતાં હતાં. તેમાં એક સસલું પોતાનો એક પગ પેટઆગળ ઉંચો દાબીને ત્રણ પગ પર ઉભું હતું. તે જોઇ બબરચીએ તરત શેઠને કહ્યું, "દેખો સાબ, એ સસેકા તીન પાંઉ હએ." શેઠે જરા આગળ જઈ 'શીટ શીટ' કરી કીધું તેથી પેલું સસું ચોથો પગ બહાર કાહાડી ઉભું; તેજ વખત બબરચીએ સાબ તરફ જોઇ કહ્યું, "અગર સાબે ખાના પર 'શીટ શીટ' કીઆ હોતા તો ચાર પાંઉ હોજાતા."

---

## નેઆમત.

એક દીવસ બાદશાહ તથા બીરબલ બન્ને જણા જરૂખા પર સાથે બેસી વાત કરતા હતા. બીરબલની માનું નામ **કાલી** હતું અને બાદશાહની માનું નામ **નેઆમત** હતું. જે જરૂખાપર તેઓ બેઠેલા હતા તેની સામી બાજુએ રસ્તાપર એક કુતરો એક રોટલીનો કડકો ખાતો હતો તેની તરફ આંગલી કરી બીરબલને કહ્યું, "જો બીરબલ, પેલો કુતરો **કાલી** રોટલીને કેવો ચાવી ચાવીને ખાએ છે." બીરબલે તરત જવાબ દીધો, "બાદશાહ સલામત, તમારે મનથી તો તે **કાલી** રોટલી છે પણ તે ભુખા કુતરાને મનથી તો તે **નેઆમત** છે."

## રેટ-પેયર તથા કોરપોરેટર વચ્ચે વાતચીત.

રેટ-પેયર—કોરપોરેટર સાહેબ, તમો શેહેર સુધરાઇનો બધો વહીવટ કરો છો તો એક મારા સાદા હીસાબનો જવાબ કહેશો ?

કોરપોરેટર—ભાઇ રેટ-પેયર, તમારા બધા હીસાબ હમારાં ગજવામાં છે—વરી હીસાબજ થાકતા હોતે તો મીટીંગમાં બેસી ઝુંપતે શું કામ—ને હાજી હા શું કામ કરતે ! હીસાબ તો બેહસ્તી નવરોજી ફરદુનજી સાથે લઈ ગયા, પણ કહો તો ખરા તમારો વરી શું હીશાબ છે ?

રેટ-પેયર—ઘણો સહેલો—"પાંચ શેર આદાંની બશેર શુંઠ થાય તો ત્રણ શેર શુંઠનું કેટલું આદું થાય ?" એ કહો.

કોરપોરેટર—ભાઈ રેટ-પેયર, તમારે મનથી તો જાણે હમો નવરાજ છીયે કે તમારા હીસાબ કર્યા કરીયે ; જુઓની, હાલ કેટલા દહાડા થયા તો તમારે વાસ્તે નવું બીલ સરકાર કહાડેછ તેને કાંતી પીંજી રૂ કરીએછ, વરી રૂનું સુતર ને સુતરનો રૂ અને એમાંથી પરવારેઆ કે વરી ગટરમાં પડવાનું છે. સત્તર લાખ ગયા તેની પાછળ બીજા કેમ મોકળવા તેના વીચારમાં છીયે. તેમાંથી ફારગ થઇ તમારા હીસાબનો જવાબ આપીશું. એટલાં મુગા મુગા બીલ ભરેઆ જાઓ, પણ વોટ મારે માટે રાખજો, કોઈને પરામીસ થશો નહીં, જરૂર ગાડી લઇ ધામધુમથી બોલાવા મોકલીશ.



અફવા અને ચુમી મળતી કાંય આવેછ ? કારણકે તે એક મોંહાડેથી બીજે મોંહોડે જાયછ.

## લાલીઆજીની પરપેટી.

માંડ—ગરબી.

આજ રૂડા રંગમાં રમેછ રંક લાલિયોરે લોલ;
જુઓ કરવા પરપેટી (પતેતી) હું ચાલિયોરે. ૧.

બહૂ ગોજી અંગ્રેજોની જાતરે,
કરી ગોટ્ટેલ ઘણી મારે લાતરે;
ભલા છેઠ પારછીની છી વાતરે. ૨.

નવે ધોતિયે દિપેછ લાલ કોરરે,
વલી ટોપીપર ચમકેછે મોરરે;
અરે આજે કીકલાનો છો તોરરે. ૩.

કબૂ જૂવે કીકલી તો હરખાયરે,
બધી ઓવળાઇ ઓવળાઈ જાયરે;
વલી તે પણ નાચી કુદી ગાયરે. ૪.

જ્યાં ખાટી તાડીનીં પણ ખૂટરે,
મલી ત્યાં ભોજન બ્રાંડીનીં લૂટરે;
પગો નાગા પામ્યા જોડી બૂટરે. ૫.

અરે દોછલાં તમારી છી વાતરે,
પડું ઓટલે અઢાર દિવછ રાતરે;
મલે ખાવા પકવાન ભાત ભાતરે. ૬.

ભલી બાઇ કરે રાત દિવછ વેઠરે,
મને ભોજન લાવી આલે હેઠરે;
છહૂ ચાકર ને જાણે હું છેઠરે. ૭.

ઘણાં જોજો આવાં નવાંજ છાલરે,
સુખી રહેજો બુઢ્ઢાં જવાંન બાલરે;
સુણો શીરોજ વધો જ્યછ ધન માલરે. ૮.

---

## નકટે સે નકટે મીલે.

એક બખીલ પાસે પુષ્કળ પૈસા હતા, પણ તે માણસને તો નહીં પણ જાનવરને પણ કદી ખવાડતો નહીં હતો. એક સખસે એક વખત એવો ઠેરાવ કીધો કે આજે એ બખીલને ત્યાં કોઈબી રીતથી જરૂર ખાવું. એમ ધારી તે બખીલને ત્યાં મળવાને બહાણે ગયો; બખીલનો ખાવાનો વખત થયો પણ તે ઉઠયો નહીં ને બખીલબી બેસીજ રહયો અને વીચારતો કે કયારે પીડા જાય કે ખાવા જાઉં. આખરે જોયું કે તે તો ઉઠતોજ નથી તેથી જરા ગુસ્સે થઈ પોતાના બબરચીને કહ્યું, "ચલ જલદી લાવ, કમબખત, ઓ સુવરકા ગોશ ઓર ભુંસેકી રોટી લે આ." તે સાંભળી પેલો સખસ ચેતી જઇ બોલ્યો, "ઈનશાલા તાલા, બોત બરસ હુઆ એશી ચીજ એક બખત ખાઇથી, ઓર આજ આપકી સાથ દુસરી દફે ખાઉંગા," એમ કહી બખીલના કહેવા વગર તેની સાથે ખાવા લાગ્યો. બખીલથી પહેલાં તો કંઇ બોલાયું નહીં પણ તેને દબુસા મારતો જોઇ બખીલનું તદન પાકી આવ્યું તેથી તેને જોરમાં એક તમાચો મારયો કે તેથી તે ઉઠી જાય; પણ તે બેહાએ તો ઠંડે પેટે જવાબ દીધો, "હા-હા-હા, છોટપણમેં તો માબાપને માર મારકે ખાનેકુ શીખાયા, લેકીન બડપણમેં તો આપને મારકે ખુદ ખાના ખેલાયા."

## બાપુ ફાંસી ખાય તો આમ ખાજે!

ગુજરાત પ્રાંતના એક મોટા અને આબાદ કસ્બામાં તલકચંદ નામનો એક સાઉકાર વસ્તો હતો જેની કેટલાંક શેહેરોમાં આડતો ચાલતી હતી અને પોતાના કસ્બામાં પણ સારી આંટ ધરાવતો હતો. તલકચંદની વૃધ અવસ્થા થવા આવી ત્યારે પરમેશ્વરે એક સંતાનની બક્ષેસ કીધી હતી તેથી તે હમેશાં તેનો પાડ માનતો હતો અને ધર્મના ઉપઆસ્થા રાખી હતી. આગલા જમાનાના તેમજ હાલના વખતમાં પણ ઘણાક માતબર શખસો પોતાનાં ફરજંદોને ઘણો લાડ લડાવે છે અને પછવાડેથી તેનાં કેવાં માઠાં પરીણામો નીપજે છે તેની તેઓ કંઈ પણ દરકાર કરતા નથી. ઉપર જણાવ્યા પ્રમાણે આ વારતામાં જણાવેલા તલકચંદ સાઉકારે અને તેની ધણીયાણીએ પણ પોતાના એકના એક છોકરાને લાડમાંજ મોટો કીધો હતો અને તેનાં મોહોડાંમાંથી જે બોલ નીકળતો તે પ્રમાણે તુરત તેઓ કબુલ રાખતાં. આવી રીતના અતીશય લાડથી છોકરો ઘણો બેહેકી ગયો અને જેમ જેમ ઉંમરે પુગતો ગયો તેમ તેમ વધારે પૈસા ગુમાવવા લાગ્યો અને વાડી, લાડી તથા ખરાબ સંગતના દોસ્તદારો સાથે ફરીને પોતાના બાપનાં નામ ને આંટને હલકું લગાડવા માડયું. તલકચંદ શેઠ પોતાના એકના એક દીકરાની આવી હાલત જોઇને ઘણો બળાપો કરતો અને પોતાની મુર્ખાઈને માટે પોતેજ અફસોસ કરીને બેસી રહેતો. એક દીવસ પોતાની દુકાનમાં ગુમાસ્તાઓની પાસથી હીસાબ લઇને તેઓને ઘેર મોકલી દીધા અને પોતે પોતાની રોકડ પુંજીની બરાબર

ગણત્રી કરી દુકાન બંધ કરીને ઘર આવ્યો. પોતાની સ્ત્રીને પાસે બેસાડીને તેણીને કહ્યું કે ભાઇ તો કુળમાં દીવો ઉઠયા છે માટે અગાડી જ્યારે આપણો કાળ થાય તે વખતે એ ભુખો મરે નહીં અથવા ભીખ માગે નહીં તેનો કંઇ ઉપાય કરવો જોઇયે. પોતાની સ્ત્રીએ પણ એવોજ વિચાર જણાવ્યાથી શેઠે સુંથારને ઘરમાં બોલાવીને પોતાની તૈયારી કીધી.

આ હકીકત બન્યાને થોડા દીવસ નહીં થયા એટલે શેઠાણીનું અકાલ મરત્યુ થયું જેનો દહાડો-પાણી શેઠે પોતાની આબરૂ પ્રમાણે કીધો. પોતાની સ્ત્રીનાં મરણથી શેઠને જબરો ઘા લાગ્યો અને તેમની તબીયત પણ લથડવા લાગી. આથી શેઠે વિચાર કીધો કે મોતનો કંઇ ભરૂશો નથી અને મનની વાત તો મનમાં રહી જશે તેથી છોકરાને આગળ બોલાવીને શીખામણ આપી કે "અલ્યા રત્ના, (છોકરાનું નામ રતનચંદ હતું) તું મોટો થયો તોપણ મારા ધંધામાં કંઇ લક્ષ આપ્યું નહીં અને મને એવો ભય છે કે મારાં મરણ પછી તું ભીખ માંગશે ; માટે જ્યારે તારો એવો વખત આવે ત્યારે કુવો પુરીશ નહીં અથવા બીજી રીતનો કંઇ પણ અપઘાત કરીશ નહીં પણ ઘરને ત્રીજે માળીએ વચલો ભારવટયો છે, તેને પીતળનું એક નવું કડું જડેલું છે તેમાં દોરડું નાંખીને ફાંસી ખાજે કે કોઈના જાણવામાં આવે નહીં અને ચરચા થાય નહીં. આટલું મારૂં મરતી વેળાનું વચન તારે માન્ય કરવું." આ પ્રમાણે બાપની શીખામણે છોકરાનાં મનપર જરા પણ અસર કીધી નહીં અને ઉલટો બાપને મુરખમાં ગણ્યો. આ પછી કેટલેક મહીને બાપનું પણ મરણ નીપજ્યું અને રતનચંદ ભાઈએ

બાપની દોલતનો અને સઘળાં રાચરચીલાંનો કબજો લીધો. તલકચંદ શેઠની આબરૂ પ્રમાણે તેમની મરણની સઘળી ક્રીયા કીધી અને નાતનો વરો પણ તેવીજ રીતે કરી પોતાની વાખવાખી કરાવી. ભાઇને તો ખબર પણ નહીં હતી કે બાપનું કેટલું લેણું છે, શું દેવું છે, કયાં કયાં આડતો છે, અને ગુમાસ્તાઓ કેવી રીતે વહીવટ કરે છે.

ગુમાસ્તાઓને અગાડીથીજ ખબર હતી કે રતન ભાઈ તો ઊડાઉ નીકળેલા છે તેથી તેઓએ પોતાનું ઘેર ભરયું અને એક પછી એક છોડીને ચાલી ગયા. એક ગુમાસ્તો જેણે શેઠનું નીમક વધારે ખાધેલું હતું તે હલાલ કરવાના વિચારથી પેઢી બંધ કીધી અને રતનચંદને જણાવ્યું કે દુકાનમાં મોટી ખોટ છે. ગુમાસ્તાને મોંહોડેથી આવી હકીકત સાંભળી પણ તેના માનવામાં આવી નહીં, કેમકે તે તો એમજ સમજતો હતો કે તેના બાપની અખુટ દોલત કોઇ દીવસ પણ ખુટવાની નથી. દુકાનમાં આવીને જ્યારે તપાસ કીધી ત્યારે ભાઈની ખાતરી થઈ કે હઇયાં તો સઘળું પોકળ ચાલે છે. રતનચંદ ભાઈના દોસ્તદારોને ખબર પડી કે ભાઈ તો ખાલી ખોખું થઈ ગયા છે ત્યારે તેઓએ પણ તેની સંગત છોડી દીધી, અને જ્યારે તે તેઓને ઘેર મળવા ગયો ત્યારે તેઓની બાયડીઓએ ઘેરમાંથી હાંકી કાહાડયો. આ પ્રમાણે જ્યારે ભુખે મરવાનો વખત આવ્યો ત્યારે પોતાના બાપની આગલી શીખામણ યાદ કરવા લાગ્યો. પોતાની ધણીયાણીને પણ તેણીને પીયર મોકલી આપી અને પછી ઘેરમાં જે રાચરચીલું હતું તે તમામ વેચીને પોતાનો નીભાવ કીધો. એક દીવસ

એવો વખત આવ્યો કે પેલા તેના આગળા મીત્રોમાંથી એકને ત્યાં અવરણીનો ખરચ હતો તે વખતે તેણે પોતાના આ જુના પાયમાલ થયલા મીત્રને યાદ કરીને તેડવા મોકલ્યો. પણ બીજાઓએ અખાડા કરવાથી તેણે જણાવ્યું કે "ફીકર નહીં, આવશે તો શાક, તરકારી વગેરે સાફ કરશે અને સાંજનાં એઠું ખાઇને જશે." આ પ્રમાણે કહીને તેને બોલાવ્યો. પોતાના એક મીત્રે તેને યાદ કીધો તેથી મનમાંને મનમાં હરખાતો તે આવ્યો ત્યારે એકે પાણીનો હાંડો બતાવીને કહ્યું કે "ભાઈ, એ લઈને નદીપર જા અને પાણી લાવ." આવા શબ્દ સાંભળતાંજ તેના તો હોંસ ઊડી ગયા કેમકે બાપ જનમમાં એક નાનો ઘડો વટીક ઉંચકેલો નહીં તો પછી તે હાંડો કેમ ઉંચકે! પણ લાચાર 'પેટ કરાવે વેઠ' એવી સાદી કહેવત યાદ કરીને તે હાંડો લઇને ઓવારા પર ગયો અને મોટી મુશકેલીથી પાણી ભરી લાવ્યો. પોતે જરા ગમતી હતો તેથી દોસ્તોને ખુશ કરવાના વિચારથી કહ્યું કે "ભાઇઓ, આજ તો મેં એક કઉતક દીઠું." એકે પુછ્યું કે શું? ત્યારે જવાબ આપ્યો કે "નદીમાં ઓવારાને તણાતો દીઠો." આ સાંભળતાંજ પેલામાંથી એકે ગુસ્સો કરીને ગાળ દઇને માથાંમાં ધપ્પો મારયો અને બોલ્યો, "કેમ, શું અમને કાંઇ દેવાના સમજે છે?" કમબકતી બીચારા રતનચંદની! સાંજનાં ખાવાનું પણ એંઠું આપ્યું તે ખાઇને ઘેર આવ્યો. ઘેરમાં દીવો કરવાને માટે દીવેલ લાવવાને પાસે એક પઈ પણ હતી નહીં તેથી પડોસમાં એક ઘરડી ડોસી રહેતી હતી તેની પાસથી દીવો માગી લીધો, તેણે પણ કેટલીક વાત સંભ-

ળાવીને દીવો આપ્યો. દીવો લઇને ઘરમાં આવીને નીચેનાં કમાડ બંધ કરીને માળ ઉપર ગયો અને બાપની શીખામણ પ્રમાણે પેલા ભારવટયામાં જડેલાં કડાંમાં દોરડું ઘાલીને ગળાંમાં ફાંસો નાખીને જરા ખેંચવા જાય છે એટલામાં પેલું કડું નીચે પડી ગયું અને અંદરથી ખરરર દઇને સોનાની મોહોરો નીચે પડી. આ તમાશો જોઇને તેણે બાપાની અક્કલપર આફ્રીન કીધી અને પરમેશ્વરની પ્રાર્થના કીધી જે તેના જનમમાં આ પેહેલીજ વાર હતી.

સવારમાં ઉઠી નાહી ધોઇને પુંજા કરી અને ઘેરમાં જોઇતો કરતો સરસામાન વીગરે લાવીને પોતાની સ્ત્રીને પાછી ઘરમાં બોલાવીને થોડા દીવસમાં સર્વે ઠરીઠામ કીધું. દુકાન પાછી ચાલુ કીધી અને નવા ગુમાસ્તા રાખીને પોતાને હાથે સઘળો વહીવટ કરવા માંડયો. આગલા પેલા ખુશામતીઆ મીત્રોને ખબર મળી કે એના ઘરડાનાં પુન પરતાપથી દોલત પાછી મળી છે તેથી તેઓએ ફરીથી એને ઘેર આવવા માંડયું પણ રતનચંદ તો સઘળી પોતાની આગલી રીત ભુલી ગયો હતો તેથી તેઓ કંઇ ફાવી શક્યા નહીં. ચાર દોસ્તો હતા તેઓ અવાર નવાર દરરોજ મેજબાની આપતા પણ રતનચંદ પોતાની ગીરોથી એક પઇ પણ ખરચતો નહીં. ઘણા દીવસ નીકળી ગયા ત્યારે રતનચંદે વીચાર કીધો કે હવે એ લુચ્ચાઓને આવતા એકદમ બંધ કરવા જોઈયે એવો વિચાર કરીને બેએક દીવસ પોતાની ગીરોથી પૈસા ખરચીને પેલાઓને મેજબાની આપી, જેથી તેઓ ઘણા ખુશીમાં આવ્યા કે હવે ભાયગ ખુલેઆં. જમી રહ્યા

પછી રતનચંદે તેઓને કહ્યું કે "ભાઇઓ, આજ તો મેં એક કઉતક દીઠું." પેલાઓએ પુછ્યું કે શું ? તેણે જવાબ આપ્યો કે "કીડીએ કુંજર ગળ્યો." પેલા સઘળાઓએ "હાજી સાહેબ, ખરી વાત હશે" એમ કહેતાંજ રતનચંદનો એક પરદેશી નોકર હતો તેણે ઉઠીને દરેકનાં માથાંપર ધપ્પો મારયો અને બોલ્યો કે "અમેરે શેઠ તો દીવાના હે, તુમ સબકી અક્કલ કયાં ગઇ ? એક કીડી કયા હાથીકુ ગળ જાવે ?" આ ઉપરથી શેઠે જવાબ આપ્યો કે હા ભાઇ, પૈસા હોય તો એમ પણ બને. આ પછી રતનચંદે પેલાઓને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે હવેથી તમારે મારે બારણે આવવું નહીં.

---

## નહીં રે સાહેબ, હું તો મુગો છું.

એક જવાન પણ આંધળો પારસી કરકાબાલુસ થઇ જવાથી મારી આગળ આવ્યો અને ઘણાજ કાલાવાલા કરી બોલ્યો, "સાહેબ, હું જનમથીજ આંધળો છું. ખોદા ખાતર મારી ઉપર દયા કરો," વગેરે. આથી મને દયા આવી અને ગજવાંમાંથી એક બેઆની કાઢી તે કમબખત જવાનના હાથમાં આપી, જે કમભાયગે હાથમાંથી પડીને ગબડતી ગબડતી ગટરમાં જઇ પડી. પણ તરતજ તે આંધળા જવાને મારી બેહદ અજાયબી વચ્ચે પોતાનાં બદીઆનની બોંહે ઉંચે કીધી અને ગટરમાંથી પેલી બેઆની પોતાનાં ગજવાંમાં સેરવી દીધી. આ સઘળું જોઇને હું તો ડંગજ થઇ ગયો, અને મેં તે ઢોંગી આંધળાની આગળ જઇને પુછ્યું, "કેમ બા, તમે તો આંધળા હતાની ?" મારા સવાલના જવાબમાં

તે જવાન બોલ્યો, "થઈ ગીયું રે બાપ, થઈ ગીયું. હું તો આંધરો ન-ન-નથી, પણ ખોદાના ક-ક-ક-સમ લઈ કેહુંછ કે હું અસલથીજ મુગો ને બેહેરો છું. તમે નહીં માનતા હોવ તો મારાં માબાપને પુછીને ખાતરી કરો."

તેની ભોલાઇથી મને તો હસ્વું આવ્યું; પણ પછવાડેથી મને માલમ પડયું કે આ ઢોંગી મઉલાબખશ તો કેથા 'ગપ-સપ'માં જાણીતા થયલા સોહરાબજી સીકંદર હતા.

---

## ચાશણીદારનું આફ્રીનગાન.

મુકતાત મંડાયા ત્યારે નાહાલીબાઇ ભરૂચીને તાંહ જમશેદ-દારૂ ભણવા ગયા. જમશેદદારૂ બચારા ઓલીઆ હતા તેથી સઘળાં મુવાંઓનાં નામ લલકારીને ભણેઆ. તેવણે રૂશતમ પેહલવાનથી સઘળાં ચહડ ઉતર નામ દીધાં, તે સાંભળી નાહાલીબાઈ તો ખુશી ખુશી થઇ ગયાં ને જમશેદદારૂને બે આના આસોદાદ આપી. હવે ગેઈ કાલે નરોજની રાતે આફ્રીનગાન કરવા સારૂ ચાશણીદારૂ આવ્યા. તેવણને બે ચાર ઠેકાણે ભણવા જવાનું એટલે સપાટો ચલાવ્યો અને થોડીવારમાં સઘળું વીટાળી મુકયું. પેહલવાનોનાં નામ સાંભળયાં નહીં તેથી નાહાલીબાઇ જેવણ આગળ બેઠેલાં હતાં તેવણ તો ઘણાં નાખુશ થયાં અને બોલ્યાં "એ વાય ચાશણીદારૂ—ભુશુંરે—તે દાહારે જમશેદદારૂ આયા તે કેવું મજાનું ભણીઆ—આપરા પેહલવાનોને યાદ કીધા ને તમે તો ઓમટું ગોમટું કરીને ધાંકણું વારેઉં."

ચાશણીદારૂ જેવણ અલબત ઘણા ખંધા હતા તેવણે

જીવ ઠેકાણે રાખી જવાબ દીધો, "અં! તમેબી અમથાંશ જો. એમાં તમે શું શમજો. આજે કાંઈ પેહલવાનોનાં નામ દેવાય. તમારાં રૂવાંનો આજે સંધાં શીધારશે તેની સાથે રસતામાં પેહલવાનો થઇ જાય તો સંધી ફુરૂટ, ધારી, પોરી શંધું ખાઈ જાય ને આપરાં અસો રૂવાંનો ભુખાં પાછાં જાતે—તેથીને મેં આજે તો પેહલવાનોને તેરવાના અખારા કીધા. વારૂં આજે તો વશમાં બોલીઆંશ; હવે ફ્રરીથી તમે જાણો."

નાહાલીબાઇની હવે ખાતરી થઈ તેથી બોલ્યાં, "મરી જાંઉરે ભુલના ભાંજતા પરથી. હવેથી પેલા જમશેદદારૂ જેવા દેહકાનીને મોકલતા રખે."

---

## દીકરીજી સગન માગો.

એક ધોબીની છોકરીને તેણીને સાસરેથી તેડું આવ્યું તેથી ત્યાં જવાની સર્વ તૈયારી કરવામાં આવી. પણ તે દીવસે તેણીના બાપના બધાં ગધેડાંઓ **ધોબીઘાટ** પર ગયાં હતાં તેથી તેણીનો બાપ ફીકરમાં પડયો કે "વખત કેવો આવ્યો છે કે નહીં ત્યારે ઘરમાં સેંકડો ગધેડાં રહે ને આજે મારી છોકરી જવા નીકલી ત્યારે એક પણ મળે નહી." આ ઉપરથી છોકરીએ કહ્યું, "બાવાજી તમે ફીકર શાના કરો છો, તમારૂં મારી ઉપર હેત છે તો હું તમોને એક શું પણ એક હજાર ગધેડાં બરોબર સમજું છું."

## જાણ્યા પછી કોણ કરે ?

ધનબઈ—કેમ સોહારાબ, મોંહોડું ધોયા વગર નાસ્તો કરવા શાનો બેઠો ?

સોહારાબ—બાવાએ કાલે મને માઈક્રોસકોપમાં બતાવ્યું તો પાણીમાં નકરા નાના મોટા જીવરા હતા, તે શું હું મારાં મોઢાં પર લગારૂં કે ?

---

એક પરણેલી ઓરતના ભરથારની ગેરહાજરીમાં તેણીનો આશક આવ્યો હશે તેટલામાં ભરથારે આવી બારણું ઠોકયું. ગભરાટમાં પેલી ઓરતે પેલા મરદને એક કોથલામાં ઉતારીને દેવાળ સાથે અઢેલી મુકયો ને બારણું ઉઘાડી ભરથારને અંદર લીધો. થોડો વખત પછી ભરથારની નજર પેલા કોથલા પર પડવાથી પોતાની ઓરતને પુછ્યું, "આ કોથલામાં શું છે ?" ઓરતથી ગભરાટમાં કંઈ જવાબ અપાયો નહી ; તેવામાં પેલા ડોઢ ચતુરે કોથલામાંથી જવાબ દીધો, "અરે ભાઈ, એ તો ચોખાનો છે." ભરથાર તરત સમજી ગયો અને ચોખાને બહાર કાઢી ખુબ ખાંડેઆ.

---

જુરીએ અભીપરાય આપ્યો કે, 'બીન તકસીરવાર.' વડા જડ્જ સાહેબ બંદીવાન તરફ જોઈ બોલ્યા, "હવેથી તું કોઈ પણ દહાડે ખરાબ માણસની ટોળીમાં જતો ના." "હાજી સાહેબ," તે લુચ્ચાએ જવાબ દીધો, "તમે હવે ફરીથી મને હંઈયાં કદ્મી જોશો નહીં."

## ડાકટરોનાં સંકટ.

**મકાઈ ડોસાં** (રાતના બાર વાગતે ડાકટરનાં ઘેર આગળ રસ્તા પરથી)—મરી જાઉં ડાકટર, ઓ જી ભરૂં પેશતનજી ડાકટર.

**ડાકટર** (ઉંઘમાંથી ઉઠી બારીએ ડોકાવી)—કોણ છે? કેમ એવડી રાતે શું માગોછ?

**મકાઈ ડોસાં**—ઓ ધરૂં રે સાંભરતા પરથી. જી, મારા છોકરાને ઘણાં પેટ આવે ને બધું પેટ હાંરી આવેલું.

**ડાકટર**—અં! પછી! તે શું?

**મકાઈ ડોસાં**—જી, રાતના આવવાની ફી શું?

**ડાકટર**—પાંચ રૂપીઆ.

**મકાઈ ડોસાં**—ઓ વાય! ને સવારના આવો તો કેટલી ફી બધી ઓવરાઈ જાંઉ?

**ડાકટર**—બે રૂપીઆ.

**મકાઈ ડોસાં**—અં! તારે તો બધા જી આપું— સવારનાજ તેરવા આવશ!!

---

**ધણીયાણી**—જાંગુ, જાંગુ, જરા દોડ તો ડાકટરને ઘેર.

**ભથાર**—કાંય, કોય, શું થયું?

**ધણીયાણી**—અરે, ગુચો તારૂં કાલરનું બટન ગરી ગીઓ.

**ભથાર**—કાંઇ ગાંડી છે, ગાંડી! કાલરનાં બટન વગર હું બહાર કેમ જાંઉ!

## લડાઈ કેમ થતી હશે?

**સાવક**—પપા, લડાઇ પહેલાં કેમ જાગતી હશે?

**પપા**—તે તો જેવો વખત; જાણે જર્મની ને સ્પેન વચ્ચે લડાઇ થઇ તે એમ બન્યું કે સ્પાનીયર્ડોએ જર્મન વાવટો ખેંચીને નાખી દીધો.

**મમા**—અં! વળી તમેબી શું બચ્ચાં આગળ ટોપ મારોછો, એમ કયે દહાડે બન્યું?

**પપા**—તું શું સમજે! તું વધારે જાણે કે હું?

**મમા**—તારે શું બધી વાતે તમોજ હુસ્યાર કે?

**પપા**—તુ તો ખરેખરી ધામટ છે. વગર સમજવે નકામી વચમાં પટપટ કરેછ. તમે બઇરાંઓની અક્કલ સોય ને દોરામાં.

**મમા** (ચીરડાઈને)—ને તમારા લોકોની અક્કલ વાડી ને કલ્બમાં—'લંબા સો બેવકુફ' એ કહેવત ખરેખરીજ છે.

**પપા**—અંહી આવ, સાવક, જો પેલી ચોપડી લાવ, હું તુંને બતાઉં કે જર્મની અને—

**સાવક**—નહીં પપા, બસ—હવે હું સમજ્યો કે લડાઇ કેમ શરૂ થતી હશે!

---

મા (લાડે લાડે બુચાને પુછેછ)—"દીકરા, વારૂ મમા મરી જાય તો તું શું કરે?"

દીકરો—"શું તરે વરી, મમાની બધી નેતરો બાંજીને નાથી દેઉં."

## ઉખ્યાણું.

**સવાલ**—એક નારીને ઘણા નર, ને સઘળા સાથે પ્રીત.
નારી પહેલાં નર મરે, એ કયા ગામની રીત?

**જવાબ**—જીભ અને દાંતો.

---

"ભાઈ પ્રાણલાલ, હું શું કહું, મારે તને બહુજ માઠી ખબર કહેવી છે."

પોતાના મીત્રને આ પ્રમાણે બોલતાં સાંભળી પ્રાણલાલે ઘભરાઇને પુછયું, "એ બાપ મારા, બોલી દેની શું છે તે. મારો જીવ આવે ને જાય—બોલ ભાઈ બોલ."

"તારી સ્રી મરણ પામી—ઓ—ઓ—ઓ."

"અરે રડયા, તેં તો મને ખાલીપીલી ગભરાવી મારયો. હું જાણુ જે મારાં ઘરમાં ચોરી થઇ!"

---

**ઈરાની**—બૉઇ, બૉઇ, પાણીનાં માટલાંમાં જીવતા ઊંદર પરીયા.

**બાઈ**—પણ બહાર કાહરી મુઓ કેની?

**ઈરાની**—હા, મેં માટલાંમાં જીવતી બીલારી નાખ્યા.

**બાઈ**—અરે, મુવોરે તું ઈડીયત; નીકળ, નીકળ અહીંથી, તારૂં કારૂં કર.

ઇરાની અજબ થઈ જાય છે ને મનમાં વીચારે છે કે "આજે બૉઇ દીવાના થાઈ ગીઓ."

## ધનપાળશા સેઠને ૨૦ હજારની બે શીખામણ.

જ્યારે હસ્તિનાપુરમાં મહાનપ્રતાપિ, ઉદાર, યશસ્વિ પરાક્રમી, અથવા સંક્ષેપમાં સકળગુણ સંપન્ન કહીયે તો ચાલે, એવો જાંબુનંદ નામે રાજા આખા ભરતખંડનું એક ચક્રવે રાજ્ય ચલાવતો હતો; ત્યારે ધનપાળશા નામે નગર શેઠ કે જેણે દેશદેશાંતરમાં બોહોળો વેપાર ચલાવી અઢળક ધન મેળવ્યું હતું, તે રહેતો હતો. તે શેઠની વાડીવજીફા હસ્તિનાપુરથી પાંચ ગાઉ છેટે હતા, ત્યાં કાંઇ કામસર શેઠ જતા હતા તે વખત રસ્તામાં કોઈ છેલની સોબત થઇ. તેને શેઠે કહ્યું કે, હે છેલ, તમો કાંઇ શીખામણ કહો.

છેલ—એક શીખના તો પૈસા બેસે છે.

શેઠ—કેટલા પૈસા?

છેલ—દશ હજાર રૂપીઆ.

શેઠે દશ હજાર રૂપીઆ આપ્યા; એટલે છેલ બોલ્યો કે, **"બાયડીને છાની વાત કહેવી નહીં."** એટલું બોલી તે ચુપ રહ્યો. શેઠે કહ્યું કે એટલામા કાંઇ સાર્થક નહીં—એક બીજી શીખામણ કહો.

છેલે દશ હજાર રૂપીઆ લઈ કહ્યું કે, "શેઠજી, કોઈને **ખુશી કરીશ** એવું મોઘમ કહેવું નહીં." એટલું બોલી અટકી પડયો.

એટલેથી વાત બંધ કરી છેલે શેઠને કહ્યું કે, "શેઠજી, તમારા વીશ હજાર રૂપીઆનો બદલો વળી જશે. જ્યારે તમને સંકટ પડે ત્યારે મને યાદ કરજો. હું હસ્તિનાપુરમાં

તમારી શેરીમાં રહું છું. એટલું કહી છેલ શેઠથી જુદો પડી પોતાને રસ્તે ચાલ્યો ગયો. શેઠ પણ વીશ હજાર રૂપીઆ ગુમાવ્યા તેની ચીંતામાંને ચીંતામાં વાડીમાં કાંઇ કામકાજ કરી ઘેર આવ્યા. એ વાત બન્યા પછી કેટલેક દિવસે શેઠ પરદેશ વેપારને અર્થે ગયા. હવે શેઠ પરદેશ ગયા પછી શેઠાણીએ કોઈ મુસલમાન જોડે મીત્રાઇ બાંધી. તે મુસલમાન ગ્રહસ્થ માણસ હતો. બે વર્ષ પછી શેઠ પોતાને ઘેર પાછા આવ્યા તે વખત તે પોતાની સાથે એવાં બી લાવ્યા હતા કે તે વાવ્યા પછી એક કલાકે મોટું ઝાડ થતું ને લાગલાં ફળ થતાં તે ખાવામાં કામ લાગતાં. તે વાત શેઠે શેઠાણીને કહી, બી વાવી પારખું દેખાડયું. શેઠ દરરોજ દશ વાગે દુકાને જતા તે સાંજે ચાર વાગે પાછા ઘેર આવતા. શેઠ દુકાને જાય ત્યારે શેઠાણીનો મીત્ર શેઠાણી પાસે આવી તે બીમાંથી એક બીયું વાવી ફળ થાય તે ખાઈ શેઠાણી સાથે વાતચીત કરી પોતાને ઘેર જતો. એ પ્રમાણે પંદરેક દિવસ ચાલ્યા પછી એક દિવસ તે મુસલમાન શેઠાણી પાસે આવી કહેવા લાગ્યો કે આપણે શેઠને મારી નાખ્યે, અને તેની કાંઇ કળા તું ગોતી કાઢ. શેઠાણીએ કહ્યું કે તમે શેઠ પાસે જઇ કહો કે દુનીઆમાં વાવે ને તુરત ઉગે એવાં બી થતાં નથી; એટલે શેઠ તમને વાવે ને તુરત ઉગે એવાં બી થાય છે એમ કહેશે ત્યારે તમે સરત કરી શેઠને જીતજો.

એવું સાંભળી તે મુસલમાને શેઠ પાસે જઈ શેઠાણીના કહેવા મુજબ કહ્યું. ત્યારે શેઠે જવાબ આપ્યો કે સરત કરો

તો વાવ્યે કે તુરત ઉગે તેવાં બી દેખાડું. મુસલમાને કહ્યું કે જો વાવો ને તરત ઉગે તો મારે તમને એક લાખ રૂપીઆ આપવા ને ન ઉગે તો તમારાં ઘરમાં જેને હું પેહેલો હાથ અરાડું તે લઈ જાઉં. એવું સાંભળી શેઠે દુકાન બંધ કરી મુસલમાન સાથે પોતાને ઘેર જવા માડયું. હવે પોતાના મુસલમાન મીત્રના ગયા પછી શેઠાણીએ બી શેકી જ્યાં હતાં ત્યાં મુકી દીધાં. શેઠે ઘેર આવી પેલાં શેકેલાં બી મુસલમાનના દેખતાં વાવ્યાં પણ ફણુગો સરખો ફુટયો નહીં તો પછી ઝાડની તો શી આશા. હારી જવાથી નિસ્તેજ થયલા શેઠે મુસલમાનને કહ્યું કે કાલે સવારે મારે ઘેર આવી તમને પસંદ પડે તેને હાથ અરાડજો, હું તે તમને આપવાને બંધાયલોછું. એવું સાંભળી મુસલમાન પોતાને ઘેર ગયો. તેના ગયા પછી શેઠે છેલને ઘર જઇ સઘળી હકીકત કહી, તે સાંભળી છેલે કહ્યું, કે તમે બીયાંની વાત તમારી સ્ત્રીને કહી હતી? શેઠે જવાબ દીધો કે, હા, મેં કહી હતી ખરી. ત્યારે છેલે કહ્યું, કે એ કર્મ તમારી ઓરતનું છે; ને મને તો એમ લાગે છે કે તમારી ઓરત તે મુસલમાન જોડે વ્યવહારમાં હશે; પણ કાંઈ ચીંતા નહીં. એમ કહી તે શેઠ સાથે શેઠને ઘેર ગયો. પછી તેણે શેઠાણીને ચોથે માળે બેસાડી આખાં ઘરમાં જવેરાત, દાગીના, રૂપીઆ, વીગેરે જે કાંઇ શેઠ પાસે હતું તે પંથરાવ્યું અને ચોથે માળ ચઢવાની નીશાણી પડી જાય એવી ગોઠવી. સઘળું તૈયાર થયા પછી તે મુસલમાનને તેડાવ્યો તે આવીને જુએ છે તો આખાં ઘરમાં જરજવેરાત દીઠું પણ શેઠાણીને મેળવવાની લાલચમાં કશાને હાથ અરાડયો નહીં અને અદબ કરીને ત્રણ માળ સુધી શોધી

વળ્યો. પણ શેઠાણીનો પત્તો લાગ્યો નહીં ત્યારે ચોથે માળ ચઢવા તૈયાર થયો પણ નીશાણી પડી જાય એવી જોઇ તેને જેવો હાથ અરાડી ઠીક કરવા જાય છે કે તુરત છેલે કહ્યું કે બસ, હવે ઉપર ચઢવાનું કાંઇ કામ નથી કારણકે આ નીશાણીને તેં હાથ અરાડયા માટે એ લઈને ચાલ્યા જાઓ. આવું સાંભળી તે મુસલમાન શરમીંદો પડી નીશાણી લીધા વગર પોતાને ઘેર જતો રહ્યો. ત્યારથી તેણે શેઠાણીની સોબત છોડી દીધી. અને શેઠે તેનો કેમ નીકાળ કર્યો તે સાથ આપણને કામ નથી.

એ વાતને કેટલાક દિવસ ગયા પછી શેઠ એક દિવસ શેહેરમાં ફરતા હતા તેવામાં તેનો જોડો અંગુઠા આગળથી જરા ફાટયો તેથી મોચીની દુકાને જઇ કહ્યું કે મારો જોડો શીવી આપ. હું તને ખુશી કરીશ. એવું સાંભળી તે મોચીએ જોડો શીવી આપ્યો ને કહ્યું કે હવે મને ખુશી કરો. શેઠે તેને બે આના આપવા માંડયા પણ તે તેણે લીધા નહીં ને કહેવા માડયો કે મને તો ખુશી કરી વચન પાલવું જોઇએ. પછી શેઠે તેને ખુશી કરવા માટે પાંચ, સાત, વીશ, પચીશ, સો, હજાર, રૂપીઆ આપવા કહ્યું પણ તે વાત મોચીના માનવામાં આવી નહીં. આખરે મોચીએ સરકારમાં જાહેર કર્યું ત્યારે શેઠને કચેરીમાં બોલાવી મંગાવી રાજાએ કહ્યું કે, “ શેઠજી આ મોચીને તમારા કહેવા પ્રમાણે ખુશી કરવો જોઇશે.” એ વાત આખા ગામમાં ફેલાઇ ગઇ, તેથી તે વાત છેલે જાણી કે લાગલો દરબારમાં જઈ શેઠને આસ્તેથી કહેવા લાગ્યો,

કે "તમે ધભરાશો નહીં. રાજાની હજુરમાં તમે આ મોચીને કહો કે રાણી સાહેબને છોકરો આવ્યો છે તેથી તું ખુશી કે નાખુશી?" શેઠે અત્યાનંદથી મોચીને કહ્યું કે, "રાણી સાહેબને છોકરો આવ્યો છે તેથી તું ખુશી કે નાખુશી?" મોચીએ જોયું કે ના કહીશ તો ડોકું છટકી જશે તેથી જવાબ આપ્યો કે હું ખુશી છું. એવું સાંભળી છેલે રાજાને કહ્યું કે માહારાજ મોચી ખુશી થયો. રાજાએ એવું સાંભળી મોચીને ઘેર જવા ફરમાવ્યું. પછી શેઠ ને છેલ બન્ને જણ દરબારની રજા લઈ પોત પોતાને ઘેર ગયા. આ પ્રમાણે રૂપીઆ વીશ હજારનો અવેજ શેઠને વળી રહયો.

---

## સમજે તેનું મોહત, નહીં તેની કમબખ્તી.

એક કલ્બની ટેબલ ઉપર બે શેઠો વચ્ચે વાદ વીવાદ પડયો. એકે પોતાના ઇરાની બબરચીની તારીફ કીધી કે તે કોઇ કોઇ 'ડીશ' એવી નાદર પકાવે છે કે તમે કણુ પારખી શકો નહીં. આથી બીજાનું પાકી આવ્યું અને તકરાર પરથી તેઓ સરત ઉપર આવી ગયા. ઠરાવ થયો કે અગર-દાદસાલને દહાડે સઘળા મીત્રોએ ઇરાની બબરચીવાળા શેઠને ત્યાં જમવા જવું અને ઇરાનીને હાથની એક 'ડીશ' આનો બનાવેલી છે તે જો કોઈબી પારખે તો ખાનાનો સઘળો ખર્ચ ઘરધણી આપે, નહીં તો સઘળા જણા બબે રૂપીઆ આપે.

શેઠે પોતાના ઈરાની બબરચીને આ સરતથી વાકેફ કીધો. તેણે બહુજ મહેનત લઈ ખુબ અચ્છું ખાનું પકાવી હાજર કર્યું

તેમાં એક 'ડીશ' ઘણીજ સ્વાદીષ્ટ હતી. સામાવાળાએ તેમાંથી ચાખી જોયું, હોઠ મટમટાવ્યા, સુંઘી જોઇ, પણ તે શાની બનાવેલી છે તે સમજ પડે નહીં. કસટર સાહાસ, ને આમલી ને ગુલાબ વગેરેના સોડમ આવે અને મોંહોડાંમાં મુકતાંજ પગલી જાય એવી આ વાણી હતી! સરત મુજબ પેલાએ ત્રણ અટકળ કરી જોઇ:—

બાટી માહી ગલેલી છે?——નહીં.

હલવાનનું ભેજું રોસ્ટ કરેલું છે?——નહીં.

આખરે પેલાએ કબુલ કીધું કે હું હારયો એટલે શેઠે બરાનીને બોલાવ્યો—"બેહરામ, બેહરામ."

"જી, આવીજી."

"આએ ડીશ ઘણીજ સરસ છે. એ શાની બનાવીછ?"

"જી, એ તો તમારાં જુનાં મોજાં, મેલાં કપરાંના કંડીઆ-માંથી કાહરી પકાવી!"

---

માટી બઈયેર એક ટેબલપર ખાવા બેઠાં હતાં. ટેબલપર મુકેલાં સારાં સારાં પકવાન તરફ જોઇ માટીજી બોલ્યા, "આ હા, આ બધાં પકવાનો પેલી વગર કંઇ કામનાં નથી; તે હોતે તો સઉ ખવાતે." ધણીયાણી સમજ્યાં કે ધણીજી કોઇના ફાંદામાં ફસ્યાછે, પણ સબર રાખી પોતે કાંઈ બોલ્યાં નહીં. રાતે જ્યારે સુવા ગયાં ત્યારે આસ્તે રહીને ધણીયાણી બોલ્યાં, "આ હા, આવું મજેનું નરમ બીછાનું છે, આવી આઇટ છે, પણ પેલા વગર સઉ નકામું; તે હોતે તો કેવી કંઇ

આવતે!" ધણીજીથી તો ખમાયું નહીં, તેવણે દોળા ચઢાવી પુછયું, "એ તું શું બકેછ, પેલો કોણ?" ધણીઆણીજીએ કહ્યું, "જેમ તમે ખાતી વખત પેલીને યાદ કરતા હતા તેમ મેં સુતી વખત પેલાને યાદ કીધો. તે પેલી કોણ છે તે તો પહેલાં કહો." ધણીએ જવાબ દીધો, "દીવાની, પેલી એટલે ભુખ, કારણકે ભુખ વગર ગમે તેવું સારૂં ખાનું નકામું," ધણીઆણીએ તરતજ ઉત્તર વાલ્યો, "ત્યારે વલી પેલો એટલે પવન, કારણ કે પવન વગર સઉ નકામું—ઉંઘ આવેજ નહીં."

---

પોલીસનાં માણસો અને વરસાદની કમાન એક બીજાને મળતી કાંય આવેછ?——કારણકે તેઓ હમેશાં તોફાન પુરૂં થયા પછી પોતાનો દેખાવ દે છે.

---

## સામટી સજા.

માજીસ્ટ્રેત—બંધવા, તુંને તારા વાંક માટે ૧૫ દીવસની સખત મજુરીનાં કેદખાનાની સજા કરૂં છું. તારે કંઇ કહેવું છે?

બંધવો—સાહેબ, મારી ૧ બાઈરી, ૭ છોકરાં, ૨ બેન ને ૪ ભાઈઓ છે.

માજીસ્ટ્રેત—વારૂ તેનું શું છે?

બંધવો—એટલાં માણસો એકદમ બંદીખાનામાં જઇ એક દહાડામાં ૧૫ દહાડાની ટેપ પુરી કરે તો ચાલે કે સાહેબ?

## એમાં શું !

ખુરો જે આગલી રાતે એક હાથચાલાકીનો ખેલ જોઈ આવ્યો હતો તે હર્ખભેર બાપને કહેવા લાગ્યો, "પપા, પપા—આએ નાચવાળો ઘણોજ હુશીયાર હતો જો. એક રૂપીઓ લઇ હાથમાં એમ તેમ ફેરવ્યો અને તે રૂપીઆનો એક સુતરાઉ રૂમાલ બનાવી દીધો."

બાપે બરડો ઠોકી કહ્યું, "અરે બચ્ચા, તેમાં શું મોટી વાત! એમ તો તારી માએ વીસ રૂપીઆ હાથમાં ખખડાવી એક પલકારામાં તેની આખી રેશમી સારી બનાવી દેછ!"



દોસ્તીને માટે એક સાએર નીચે પ્રમાણે મીસલ આપે છે:—

કચ્ચા સુતકા ધાગા
બાહોત તાણો તુટ જાય,
તુટા ઓર ફીર સાંધો
બીચમેં ગાંઠ રહે જાય.



"આ કાગજ પોસ્ટ આફીસ મધે લઈ જા, અને ત્યાંથી એક ટીકીટ લઇ એનીપર ચોંટાડીને દબામાં નાખી આવ," એમ મેરવાનને તેના બાપે કહ્યું. થોડોક વખત પછી મેરવાન દોડતો આવી કહેવા લાગ્યો કે, "બાવાજી, મેં શું તાલ કરી તે તમો જાણો છો કે? હું ગયો ત્યારે દબા આગળ કોઇ હતું નહીં, અને તેથી પોસ્ટ માસ્ટરની નજર ચુકાવીને વગર પૈસે કાગજ નાખી આવ્યો."

## સુધરેલું વાણ્યાનું જોડું.

કોણ કહે છે જે વાણ્યાઓ સુધારામાં પછાટ પડેલા છે. મઇ પરમદહાડેજ રસ્તેથી જતાં મેં એક વાણ્યાને તેની સાથે એક જુવાન સ્ત્રીને ચાલતાં જતાં જોયાં અને અચાનક પાછળથી મેં નીચે પ્રમાણે વાત સાંભળી:—

સ્ત્રીએ કહ્યું—"મારા સમ, તમે એવા વહાલા લાગો છો કે જાણે મારા બાપા."

તો પેલો પુરૂષ કહે જે—"મારી લાડકી, તું એવી વહાલી લાગે છે જે જાણે મારી મા"

---

## પાક બેહાઈ.

એક શખશ બીજા શખશને ઘેર ઉઘરાણીએ ગયો ને બહારથી બારણું ઠોકી ખબર આપી. પેલો શખશ ઘરમાં હોવા છતાં તેણે પોતાના ચાકરને કહ્યું, "કહે કે શેઠ ઘરમાં નથી." આ શબ્દો પેલા બહાર ઉભેલા શખશના સાંભળવામા આવ્યા, તોપણ ચાકરનું કહેવું સાંભળી મુગો મુગો ચાલી ગયો. એક વખત એવો આવ્યો કે પહેલા શખશને બીજા શખશનું કામ પડવાથી તે તેને ઘર આવ્યો ને બારણું ઠોક્યું ત્યારે તે સખશે પોતે બહાર આવીને કહ્યું, "તેવણ ઘરમાં નથી." પેલાએ કહ્યું, "તમે છો ને ના કેમ કહો છો" તે શખશે જવાબ દીધો, "ભલા આદમી, તે દીવસે હું તારા એક નોકરના બોલપર ભરોસો રાખી ચાલી ગયો; પણ તું મારા પોતાના કહેવા પર ભરોસો નથી લાવતો?"

## નવી ફાશીનના પોલકા.

ગુલબાઈ સુધારાવાળાં એક દહાડે કલ્યાણ મોતીને ત્યાં પોલકા વેતરાવવા ગયાં. દરજીને ફાશીન કેવી કરવી તે સમજાવતાં હતાં તેટલાં ટેબલ ઉપર પડેલો એક નવી ફાશીનનો પોલકો તેમની નજરે પડયો. નાકનું ટીચકું કરી ગુલબાઈ બોલ્યાં, "આવું એબ લગામણું વાજાવારા જેવું કાંઈ કરતો ના. આવી વગર અરથની લેસ ને ઝાંઝર લંગર ટાંકીને સામું કપરૂં તમે લોક બગાડોછ." આ સાંભળી પરદાની પછવાડે દીનબાઈ એક નવો પોલકો પહેરી જોવા ભરાઈલાં હતાં તેવણ બોલી ઉઠયાં, "જી, એ તો મારો પોલકો છે. મેં આએ નવો પહેરી જોવા હમણાંજ દીલમાંથી કાહરયો."

ગુલબાઈ ત્યાંથી કેમ સટકી ગયાં હશે તે તો કલ્યાણ મોતીને ત્યાં જાય તે જાણે!

---

## બચારો ઈરાની.

મેલાસા મખીચુસને ત્યાં બેરામ નામે એક ઈરાની બાવરચી હતો. મેલાસાને કલેજીનો ઘણો શોખ તેથી જયારે ત્યારે પોતાને સારૂ બકરાની કલેજીનું પકવાન કરાવતા હતા. એક દીવસે મેલાસાનાં ઘરની મુસલમાની આયા તપેલીમાંથી રાંધેલી કલેજી ખાઇ ગઇ, તે જોઈ બેરામ ઈરાનીએ મોટેથી બુમ પાડી મેલાસાનાં ધણીયાણી રૂડીબાઇને કહ્યું, કે "બાઇજી, બાઇજી, પેલો આયા શેઠની કલેજી ખાઇ ગીયો."

## એક નીર્દોષ જાહેર ખબર.

અત્રેનાં એકાદ પત્રમાં નીચલી જાહેરખબર આવી છે:—

**જાહેર ખબર**—જે ગ્રહસ્થ મારી વાડીમાંથી ગયા રવીવારે દોધી ચોરી ગયો છે તે જો તેનાં થોડાં બીઆં ટપાલની મારફતે મોકલી આપશે તો ઘણી મેહેરબાની થશે, કેમકે એ દોધીની જાત ઘણી કીમતી છે અને મેં બીઆં છેક ચીન વેરથી મંગાવ્યાં હતાં.

---

## સુરતી ગત.

સુરતથી મેહલાસા મફતીઆ મુંબઈ આવી પોતાના મીત્ર કાવશા કરમદાંને ત્યાં ઉતરયા. કાવશા બચરવાલ હતા અને આ પરોણાના આવ્યાથી ઘણી અગવડ પડતી હતી તોયે બે ચાર દહાડા તો ઘણી મેહમાનદારી કરી. પણ બેહસ્તી મેહલાસા તો નીહયા નીઠે નહીં.

કાવશા શરમાઉ હતા તેથી ઉંઘાડું તો કહેવાયું નહીં એટલે એક રાત્રે પોતાની બાયડી સાથ મસલહત કરી તેવણે પરોણાને કહ્યું, કે "ભાઇ મેહલાસા, અજાબ તમારી બઈરી છોકરાંને તમારા વગર સોહવાતું હશે! તે લોક તમારી કાગડે ડોળે વાટ નહીં જોતાં હશે?"

મેહલાસાએ જવાબ દીધો, "અરે હારે બા, ઘણા દહાડા થયા તેજ મને વીચાર આવતો હતો. હું કાલનો કાલ કાગળ લખી તેઓને અંહી તેડાવી મંગાઉછ—મને કહેતાં શરમ લાગતી હતી પણ સારૂં થયું કે તમેજ બોલ્યા."

## અખંડ શૌભાગ્યવંતાં !

આવતા અઠવાડીયાંમાં એક લગન થનાર છે જેમાં એક પુરૂષ જેના બેઉ પગ લાકડાંના છે તે એક વીધવા જેણીનો એક હાથ લાકડાંનો અને એક આંખ કાચની છે તેની સાથ પરણનાર છે! ખોદા એ જોડાંને સલામત રાખે!

---

## ચાકરીનો ઉમેદવાર.

મનચેરજી શેઠે જાહેરખબર છપાવી, કે "અજમીર ખાતે દુકાન ઉપર નોકરી કરવા માટે એક પારસી જોઈયે છે; તેને ખાધા પીધાનું સાથે રૂ. ૪૦નો પગાર આપવામાં આવશે. ઉમેદવારોએ મનચેરજીને તેમણે ઘેર મળવું."

આ જાહેરખબર દાદી ટપાલના જોવામાં રાતના આવી. તે નાટકમાં જઈ ભારોભાર થયલો હતો તોબી વીકટોરીઆ બોલાવી તેમાં બેસી રાતના એક વાગતે મનચેરજીનાં ઘર આગળ ગયો અને વીકટોરીઆવાળા પાસ ખુબ બારણું ઠોકાવ્યું.

મનચેરજી શેઠે ઓટલા પર આવી આંખો ચોળતાં પુછ્યું, "કેમ ભાઈ, રાત પડી કાંઈ કામ પડયું!"

દાદીએ વીકટોરીઆમાં બેઠાં બેઠાંજ જવાબ દીધો, "અઅરે એ તો હુંઉઉં શેઉં. ઝ-ઝ-ઝાયર ખબર વાંશીને-એ-એ-એ આયોશ."

મનચેરજીએ ફફડીને કહ્યું, "ભલા માણસ, આવડી રાતે તમે આયા તે કાંઈ આળસ નહીં આવી? વારૂં શું કહોછ?"

"કાંઈ નહીં. એ-એટલુંશ કે—એ શાકરી મને નહીં પરવરે બા—શા-આ-ાબ-મેરબાન."

## દાંતનાં દરદનો અકસીર ઉપાય!

દાંત જો ઘણોજ કળતો હોય અને નહીંજ ખમાય તો તે દરદ વીસરાવવાનો અમારી પાસ અકસીર ઉપાય છે. તાતવેલું લોઢું પગનાં તળીઆંને લગાડી રાખવું. જ્યાંસુધી તાતવેલું લોઢું પગને લાગશે ત્યાંસુધી દાંતનું દરદ જણાશે નહીં.

---

## ડાકટરનાં કૌતક.

**ડોસાં**—આ ડાકટર, મરી જાઉં, જરા કપરાં પહેરીને વહેલા મારી સાથ મારે ઘેર આવો તો.

**ડાકટર**—કાંય, કાંય? કોઈ ઘણું અકરાયછ કે?

**ડોસાં**—અરે હારે બાવા, હું ઘણીજ શીક છેઉં, પણ તમને તેરી લાવવા કોઇ આગળ નહીં હતું તેથી હું પોતેજ તેરવા આવી!

---

એદલજી દમણીઆનું ભેજું ગેપ હતું. જ્યારેબી લખવા બેસે ત્યારે તરેહવાર જાતની રમુજી ભુલો કરતા. એક દીવસ તેવણ પોતાની વાહાલી ઉપર કાગજ લખતા હતા. આખું કાગજ લખવા પછી એક તાજે કલમ લખી જેમાં નીચે મુજબ લખ્યું હતું:—

તાજે કલમ—વાહાલી, આ કાગજ જો તને પુગે તો એનો જવાબ લખજે પણ જો નહીં પુગે તો મને લખજે કે કાગજ ગેરવેલે ગયું છે.

## ગરીબ બચારૂં !—કોણ ?

**આવાંબાઈ**—ઓ માયરે ! ઇનજીન કોઇ માણસનાં દીલ પરથી ચાલી જાય તે કેવું ખરાબ !

**દોલી** (ઇનજીન ડ્રાઇવર)—હાસતો, તેથી બચારાં ઇનજીનને એટલો આંચકો આવેછ કે બોલ્યાની વાત નહીં.

---

## બીરબલ ને વીંછુનો ચટકો.

એક દીવસ બાદશાહે એક વીછુંને પકડીને એક પડીકાંમાં બાંધી બારીમાં મુકી રાખ્યો. જ્યારે બીરબલ આવ્યો ત્યારે તેને કહ્યું, “પેલી બારીમાં સેવનું પડીકું છે તે લઈને ખા.” બીરબલે જેવું પડીકું ઉખેડયું કે તરત તેના હાથમાં વીછુંએ ચટકો માર્યો. તે વખતે તો બીરબલ સમજી જઈને ચુપ રહયો, પણ ત્યાર પછી દરરોજ બાદશાહ તેને ચીડવ્યા કરતો કે “કેમ બીરબલ, પેલી બારીમાંની સેવ.” આસરે પંદરેક દીવસ જવા બાદ બીરબલ બાદશાહનાં ગોસલખાનામાં બહારથી ભરાઈ રહયો. જેવો બાદશાહ ગોસલ-ખાને આવ્યો ને બેસવા જાય છે કે બીરબલે તેને એક ટાંચણી ભોકી. બાદશાહ ચમકી ઉઠયો ને કોઇ ચોર હશે એવી બીહીકથી ગોસલ કીધા વગર ઉઠીને ત્યાંથી ચાલી આવ્યો; તેટલુંજ નહીં પણ ચકુનમનો મારયો કોઇ આગળ તે વાત કહી પણ નહીં. જ્યારે દરબાર ભરાઇ અને બાદશાહ તથા બીરબલ આવી બેઠા ત્યારે વખત જોઇ વળી પાછું બાદશાહે બીરબલ તરફ હશીને કહ્યું, “કેમ બીરબલ, પેલી

બારીમાંની સેવ." તરતજ બીરબલે હાથ જોડી કહ્યું, "કેમ બાદશાહ, પેલો ગોસલમાંનો દેવ."

---

## ધમકીથી કામ નીકળ્યું તો ઠીક, નહીં તો ખેર.

છોકરો—કેમ બાપા, પૈસા નથી આપવા?

બાપ—નહીં.

છોકરો (પીસ્તોલ કાઢી સામે ધરી બોલ્યો)—ઠીક છે ત્યારે—

બાપ (ધભરાઇને)—લુચ્ચા, શું કરવું છે એથી—હેં?

છોકરો—કરે તે શું, આ પીસ્તોલ વેચીને પૈસા કરીશ.

---

## પૈસા એકાંનો પારો.

પૈસા એકુ પૈસા-લાજ.
પૈસા દુ રાજ-કાજ.
પૈસા તી ધરમ-ધ્યાન.
પૈસા ચોક ગુરૂ-માન.
પૈસા પંચાં ભકતીભાવ.
પૈસા છંગ હાથી-સરપાવ.
પૈસા સત્તાં ભાઈ-ભોંજાઇ.
પૈસા અથ્થાં મેહરબાન ભાઇ.
પૈસા નવવાં નવે કલામ.
પૈસે દાંન લોક કરે સલામ.

## નો માઈ નો, કોઈ કર ગયા ગટ.

એક બાવો હતો તે રોજ ૫દીયાંની ભાંગ પીતો હતો. એક દહાડે ભાંગ તૈયાર કરીને બાવાજી ફાટીતુટી સાદરીના છતર પલંગપર લેતેલા હતા, તેટલાં એક મુફતબક્ષ બીન મવળાબક્ષ ભાંગનો વાડકો ગટાવી ગયો. જ્યારે બાવાજી ખુશ નીંદમાંથી બીદાર થયા ત્યારે જોય છે તો ભાંગનું 'લોબાંન' મૂકેલું. માટે તેવણુ ગોયા દીવાના થયા અને "નો માઇ નો, કોઇ કર ગયા ગટ" બોલતા બોલતા શહેરમાં ફરવા લાગ્યા. જો કોઇ અચરત થઈ સવાલ પુછે તો જવાબ "નો માઇ નો, કોઇ કર ગયા ગટ" શીવાય હતો નહીં. એમ કરતાં રાજાના મહેલ આગળ આવ્યો તો ચાર સુંદરીઓ મહેલના ઝરૂખાપર બેઠેલી જોઈ, તેથી તુરત પોતાનું "નો માઇ નો, કોઈ કર ગયા ગટ"નું બાગેબુલંદ બોલવું શરૂ કીધું. તે સાંભળીને તે ચાર સુંદરીઓ વીચારવા લાગી, કે 'એનો અર્થ શો?' માટે જે કોઇ એનું દુઃખ પારખી આપે તે એની સાથે પરણે. તે ઉપરથી એક જણી ઉઠી, તેની આગળ ગઈ, અને પૂછયું, કે "ધાન દાળકા સૂતરા ખાના, ઘઉંકી મેદી ચટ, આપણ દો જણ ખાણા ખાઈંગે, ઓજ મીનોકી ગટ?" દરવીશે કહ્યું, "નો માઈ નો, કોઈ કર ગયા ગટ." બીજી આવી બોલી, "સેજ પલંગકા નરમ બીછાના, ઉપર મેરી છટ, આપણ દો જણ પોઢણુ પોઢેંગે, ઓજ મીનોકી ગટ?" પણ ફકીરે તો પોતાનો હંમેશનોજ જવાબ વાળ્યો. ત્રીજીએ કહ્યું, "પાન, સોપારી, એલાયચી, અંદર લવંગ મૂખવાસ, આપણ દો જણ મૂખવાસ કરેંગે, ઓજ મીનોકી ગટ?" દરવીશેતો પેલોજ જવાબ આપ્યો.

ચોથી જે ઘણી ચાલાક હતી તે બોલી, "અધેલીકી હીંગ, સવાયાકી ભાંગ, આપણ દો જણ ગુટ ગુટ પીએંગે ઓજ મીનોકી ગટ?" એ સાંભળી ફકીર બોલ્યો, "સચ માઈ, સચ, ઓજ મીનોકી ગટ." આથી તે સ્ત્રી પોતાના કોલ મૂજબ તેની સાથ પરણી.

---

## એવી તક કયારે આવશે, મારા બાપ.

ગુજરાતમાં આવેલાં એક સંસ્થાનીક ગામમાં એક ન્યાયધીસ થઈ ગયા છે, તેમને કચેરીમાં બેઠાં બેઠાં પણ પોતાની નજદીકમાં ઉભેલાં માણસોને મોંઢેથી હુકમ ન કરતાં, ચીઠી પત્રી લખીને હુકમ કરવાની બહુ ટેવ હતી. એક વેળા એક પાંચ-છ વખત તુરંગમાં જઈ આવેલા ગુનેહઘારને તપાસતાં તેવણ ગુસ્સામાં આવી ગયા અને સામે ઉભેલા કોટવાલને એકાદ નાનાં કાગજના કકડા ઉપર લખી મોકલ્યું કે, "કોટવાલ, એના કાન પકડી ખુબ હીલવી નાંખ." હવે બન્યું એમ કે ચીઠી લખી ગુસ્સામાને ગુસ્સામાં કોટવાલ જે તકસીરવાનની પાસે ઉભો હતો તેની તરફ આંગળી કરી ફરાસને આપી અને પોતે ન્યાયપુસ્તક વાંચવા મંડયા. ફરાસ સમજ્યો નહીં જે ચીઠી કોને માટે છે અને ફરીથી પુછે તો સાહેબ ગુસ્સો કરે એમ સમજીને તે ચીઠી લાગલીજ ચોરને પકડાવી દીધી. આ સાહુકારને વાંચતાં આવડતું હતું તેથી તે વાંચી તેની ખુશીનો શો પાર! ન્યાયધીસ સાહેબ ગુસ્સામાં અને ઉતાવલમાં ચીઠી લખતાં પોતાનાં વાકયમાં 'એ' શબ્દ લખવો ભુલી ગયા હતા. પછી જોઇ લ્યો મજાહ. "કોટવાલના કાન પકડી ખુબ હીલવી નાખ" એવો

હુકમ મળેલો વાંચી 'એવી તક ક્યારે મળશે, મારા બાપ' કરતોજ દોડીને પેલા ભલા માણસે તો કોટવાલના કાનના હાલ હવાલ કરી નાખ્યા અને પાંચ-દસ સીપાઇ દોડી આવ્યા તોયે કાન છોડે નહીં. છુટા પડતાં ન્યાયધીસના હાથમાં ચીઠી મુકવામાં આવી તો તે વાંચી તેમનું કોઠું ભોપ થઇ ગયું. કોઇ કહેશો જે એમાં ભુલ કોણની: ન્યાયધીસ સાહેબની, ફરાસની, કે ચોરની? એમાં ગરીબ બીચારા ચોરનો તો કાંઈ વાંક નથીજ. એ પછી ન્યાયધીસ સાહેબે નાની ચોઠીઓ કોર્ટમાં ફેરવવાનું મુકી દીધું છે.

---

## અક્કલ કોઈના બાપની છે.

બે મુસાફરોએ રાત પડી જવાથી એક ઝાડ નીચે ઉતારો લીધો ને પોતાના ખાવાને વાસ્તે ખીર પકાવી તઈઆર કીધી. તે બંનેમાં એક શખસ વધારે ચાલાક હતો તેણે પોતાના બીજા દોસ્તને કહ્યું, "જો ભાઈ આ પેઆલાં છે તેમાં એક મોટું છે ને એક નાનું છે. તે બંને પેઆલાંઓ ખીરથી ભરીએ ને પછી આપણે સુઇ જઈએ ને જ્યારે આપણે ઉઠીએ ત્યારે આપણ બંનેમાંથી જેણે વધારે મોટા ખુવાબ જોયો હોય તે મોટા પેઆલાંમાંની ખીર ખાય." આ સરત બીજાએ કબુલ રાખીને બંને જણા સુતા. પણ પેલો શખસ જે જરા ભોટ હતો તેણે સુતાં સુતાં વીચાર્યું કે મારો દોસ્ત જરા વધારે ચાલાક છે તેથી જરૂર એ કોઇ મોટી સ્વપનાની વાત પણ જોડી શકશે ને આ ખીર જરૂર ખાઇ જશે, વાસ્તે બેહેતર કે એ સુતોછે તેટલામાં હુંજ પેહેલી એ ખીર ખાઇ

જાઉં પછી વખત આવશે ત્યારે જે જવાબ આપવો ઘટશે તે આપશું. એમ વીચારી પેલા ભોટજીએ ખીરનાં મોટાં ને નાના બંને પેઆલાં પેટમાં હોમાવી દીધાં ને પેટ ઠંડું કરી ઓઢી પોઢીને લેટી ગીઆ. સવારના પેલા ચાલાકજી પેહેલા ઉઠેઆ ને ભોટને ઉઠાડીઓ. પછી ખીર ખાવાની ઉલટમાં પેહેલે ચાલાકે પોતાનો ખુવાબ આ મુજબ કહી સંભળાવ્યો—"જો ભાઇ મને તો એક એવો તો સરસ ને જબરો ઘોડો મલ્યો કે જેવો તેની પીઠ પર હું સવાર થયો કે તરતજ પવનની મીસાલ તે દોડવા લાગો ને એક પલમાં દુનીઆને આ પાર લઈ જતો તો બીજી પલમાં દુનીઆને પેલે પાર લાવી મુકતો. એ પ્રમાણે હું તો દુનીઆના બંને પાર ફરી વલેઓ." ચાલ ભાઇ વેહેલો થા, હવે તારો ખુવાબ કહે. ભોટજીએ કહ્યું, "અરે ભાઈ મારી ખુવાબની વાત કંઈ પુછજ ના. રાતે હું તો સુતેલો હતો તેવામાં એક જબરદસ્ત મોટો દેવ આવીને ઉભો. તેના હાથમાં મોટી ડાંગ હતી તે વતી મને ઉઠાડેઓ ને પેલી ડાંગ મારાં માથાં આગળ ઉંચકીને મને કહ્યું, બચ્ચા આ ડાંગ જોઇકે? એકજ પડશે તો તારો ખીમો કરી નાખશ, નહી તો આ બધી ખીર એકદમ પીજા. ભાઇ મારાં તો હાંજાં ગગડી ગયાં ને બીહીકનો મારેઓ બધી ખીર ખાઈ ગયો ત્યારે તે દેવ પણ ચાલેઓ ગયો." ચાલાકજી તો આ સાંભળીને ફીકા થઈ ગયા તોપણ પેલા ભોટને જરા ગુસ્સામાં કહ્યું, "પણ ભલા આદમી દેવ આવ્યો તેઆરે મને કાંએ નહી બુમ મારી?" ભોટે જવાબ દીધો, "પણ હું શું જાણું કે તમે દુનીઆને આ પાર છો કે પેલે પાર છો." ભોટજીના ભરતે ચાલાકજી ભુખે મુઆ.

## મોંઘો સરકમ.

ઈંગ્લાંડના સર્વેથી જે નામીચા ત્રણ ડાકટરો છે, તેમની દરેકની વર્ષ દહાડે સવા લાખ રૂપ્યાની ઉપજ છે. ડાકટર સર આશલી કુપર એક વર્ષમાં રૂપ્યા બે લાખ કમાયો હતો.

હમણા ઈંગ્લાંડના ત્રણ મોટામાં મોટા ડાકટરો સર વીલીયમ જેનર, સર વીલીયમ ગલ, અને સર એનડ્રુ કલાર્ક છે. ગયા માસમાં એક માતબર બાનુને જોવા માટે તેને નાઈસ ખાતે બોલાવ્યો હતો જ્યાં તે ઘણી આનાકાનીથી ગયો અને ૫૦,૦૦૦ (પચાસ હજાર) રૂપ્યાની ફી મળી! આ ફીનો પાંચમો ભાગ આ ભલા ડાકટરે પોતાની ફી માટે રાખ્યા અને બાકીના વૈદાનાં બે ધર્મખાતાંમાં વહેંચી આપ્યા.

કહે છે કે કેન્ટમાં વસતા એક માતબર શખ્સને સરકમ થયો. ત્યાંના ડાકટરોથી સંતોષ ન પામી તેણે ડાકટર ગલને લંડનથી બોલાવી મંગાવવા ઈચ્છયું. ડાકટર ગલ તેવાર રોકાયલો હોવાથી સર વીલીયમ જેનર આવ્યો અને તેને રાબેતા મુજબ રૂપ્યા ૭૫૦ની ફી મળી. પણ આથીબી સરકમ નરમ ન પડયો તેથી બીમારે એડીનબરોના એક નામાંકીત ડાકટરને બોલાવ્યો જે ચાલી ચલાવીને ૪૦૦ માઇલથી આ દરદીને જોવા આવ્યો. તેણે દર માઇલની એક ગીની એટલે ૪,૦૦૦ રૂપ્યા ફી લીધી. તોબી ફેર નહીં પડયો એટલે આખરે લંડનથી ડાકટર ગલને બોલાવી મંગાવ્યો અને તેને ૪,૦૦૦ રૂપ્યા ફી આપી. આ પ્રમાણે દસ હજાર રૂપ્યાના ખરચે આ સરકમ દરૂસ્ત થયો.

સર વીલીયમ ગલ એક ચક્રમ ધરાકની નીચલી વાત

કહે છે:—કહે છે કે આ ધરાક ઉપર એક 'ઑપરેશન' કરવું પડયું. આ વેળાએ 'કલોરોફોર્મ' આપીને બેસુદ્ધ કરવાની યુક્તી જણાઇ ન હતી. દરદી બહુજ ફફડયો અને ડાકટર ગલને ફી આપવા ના પાડી. ડાકટર ઓરડો છોડી જતો હતો ત્યારે આ ચક્રમ ધરાકે પોતાની કાનીઆ ટોપી ગુસ્સાથી ડાકટરનાં આંગ ઉપર ફેંકી અને બોલ્યો, "લે આ—બીજી ફી મળશે નહીં."

ડાકટર પોતાની રુમમાં બેઠો અને ટોપી ઉખેડી જોઈ તો અંદરથી ૨૦૦ પૌંડ યાને ૨,૦૦૦ રૂપ્યાની બેંક-નોટ સીવેલી મળી.

---

## લાજીક.

ભગલો હજામ આતવારે શાપુરજી તારીવાલાનાં બાલ કાપવા બેઠો. બાલ કાતરતાં અકસમાતથી શાપુરજીના ગાલ પર કાતરનો એક જબરો ચપકો મુકાઇ ગયો. આથી શાપુરજીના મીજાજનું પુછવું શું? તેવણે તો સીંહ પેરે છલાંગ મારીને આખી ખેતવારી ગજાવી મુકી ને હજામને કકો ખખો કરવા લાગ્યા. આથી ભગલાનું પાકી આવ્યાથી આસ્તે રહી બોલ્યો, "એમ ચેમ કરો છો, બાપઝી, તમે મને કોઇ દી કેહેલું કે ગાલ પર ચપકો મુકવો નહીં? તમે મુંને એમ કીધું હોત તો જરૂર ચપકો મુકતે ચેમ કરી." આ ફીલસુફીથી તો શાપુરજીને તે વખ્તત એટલો તો ગુસ્સો લાગ્યો પણ કાંઇ બોલ્યા નહીં. જેવો હજામ બાલ કાપી ઉઠ્યો તેવુંજ દીલમાં રૂસતમ પેહેલવાનનું ઝહુન લાવીને પોતાના નબળા જેવા હાથથી હજામના ગાલ

પર બે ત્રણ સલાપ ખેંચી કાઢી. ગરીબ બીચારો ભગલો! તે તો રડમસ થઇ ગયો અને ગાલ પસવારતો બોલ્યો, "ચેમ બાપઝી, ગરીબ હોજામને ચેમ મારીયો."

આ સવાલના જવાબમાં શાપુરજી હજામનીજ ધપમાં બોલ્યા, "એમ ચેમ કરો છો, બાપઝી, તમે મને કોઈ દી કેહેલું કે ગાલ પર સલાપ મારવી નહીં? તમે મુંને એમ કીધું હોત તો જરૂર ગાલ પર સલાપ મારતે ચેમ કરી."

---

## એક બખીલની વાત.

બે ભાઈ હતા તેમાં એક ભાઇ ઘણો બચરવાલ અને ઘણી ગરીબી હાલતમાં હતો; બીજો ભાઈ ઘણો પૈસાવાળો હતો, તેને એકબી છોકરૂં નહીં હતું અને જાતે ઘણો બખીલ હતો. એક દહાડે નાચાર ભાઇ—ઘણાં છોકરાંવાળો—મરવા પડયો ત્યારે ખાટલે પડયો પડયો પોતાના દોલતવન ભાઇને તેડવા લાગ્યો. ઘણાંબી લોકો તેડવા જાય પણ પેલો બખીલ આવે નહીં કે રખે એ મરી જાય તો એનાં બચ્ચાંને ખવાડવું પડે અને રખે એ કાંઇ માગે. એવા બખીલી વિચારથી પોતાના ભાઈને મરતી વખત મળવા જાય નહીં. જ્યારે બીચારો મરવા જેવો થયો ત્યારે ઘણાં સારાં માણુસો બખીલને સમજાવવા ગયાં, કે "તારા ભાઇનો જીવ તારામાં ભરાઇ રહયો છે અને તેનો જીવ જતો નથી," ત્યારે બખીલ સાહેબ ભાઈને મળવા ગયા. મરવા પડેલા બચરવાલ ભાઈએ ઉઠી બખીલને કોટી કીધી અને પોતાની પાસે રૂ. ૧૦૦ હતા તે તકીયા તળેથી કાઢી

બખીલને આપ્યા અને કહ્યું, કે "અરે ભાઈ, ઘણી જેહમત કરી રૂ. ૧૦૦ એકઠા કીધા છે પણ સાથે તો કાંઇ આપનું નહીં, હું તો ખાલી હાથે જાઉં છું, તેથી એટલા તું લે અને જ્યારે તું મરે ત્યારે તારા રૂપીઆ સાથે મારાબી લેતો આવજે." હવે બખીલને સમજ પડી કે સાથે તો કાંઇ લઇ જતું નથી અને હું શા માટે એટલો બખીલ થાઉં એમ સમજીને ભાઇનાં છોકરાંનું પાલણ કરવા લાગ્યો.

---

એક વિદ્વાન કહે છે, કે "ઉંઘ લાવવાનો રસ્તો એ છે, કે 'કાંઈબી ચીજનો વિચાર કરવો નહીં'." અમે કહયે છૈયે, કે "ના બાપુ—ઉંઘ લાવવાનો રસ્તો એ છે, કે 'વિચાર કરવો, કે ઓ બાપરે, સહવાર પડી'."

---

થોડાક વ્હાલાની વાત ઉપર એક શખ્સે દાદાભાઈ હુંકીની નાટકશાળામાં અરધી કીંમતે દાખલ થવા ઈચ્છયું.

સવાલ પુછયો, "કાંસ ?" જવાબ મળ્યો, કે "મારી એકજ આંખ છે !"

---

## ગધેડાને કેટલા પગ?

બુચો—માનજી, ગધેરાંને કેટલા પગ હોય ?

માયજી—તે તો જેવો ગધેડો ! એમ તો તારા પાપાને બેજ છે !

## હુશીયારી કોઈના બાપની છે?

(પહેલો નમુનો.)

હું એક ગરીબ પેન્શનર છું. ગયા એપ્રીલ માસમાં હું સીલાન ગયો અને ત્યાં બે માસ રહી જુનમાં પાછો આવ્યો. ત્રણ માસનું ચઢી ગયલું પેન્શન લેવા માટે હું 'પે ઑફીસ'માં ગયો ત્યારે ત્યાંના હેડ ક્લાર્ક શેંડયાજી પાન ચાવતા બેઠા હતા. તેવણ આગળ મેં મારી જુન માસમાં હૈયાતીની સરટીફીકેટ રજુ કરી ત્યારે તેવણુ અક્કલ દોડાવી બોલ્યા, "તે તો ખરા, જુન મહીનાચ્યા પેન્શન તુમ્હાલા મીલેલ; પરંતુ એપ્રીલ અને મે મહીનાયાંત તુમ્હી જીવતા હોતા ત્યેચ્યા પુરાવા કાય?"

(બીજો નમુનો.)

શાપુરજી અડગરાના પગ ઉપર સોજો આવ્યો તેથી તેમના મિત્રોએ ભલામણ કરી કે વડની વાદી આગળ એક મુસલમાન ડાક્ટર રહે છે તે દવા આપશે તે વાપરવાથી ચાર દહાડામાં સોજો ઉતરી જશે. અડગરાજી ત્યાં ગયા અને હકીમને પગ દેખાડી લેપ લીધો અને ઘર ગયા. આ પ્રમાણે ત્રણ વાર રોકડા પૈસા આપી લેપ લઇ ગયા પણ ફેર તો કાંઇ જણાયો નહીં અને સામું પેટમાં દુખવા લાગ્યું તેથી છેડાઇને હકીમ પાસે આવીને ફર્યાદ કરવા લાગ્યા, "હકીમ સાહેબ, આએ શું? તમારી દવાથી કાંઈ ફેર જણાતો નથી. મને તો લાગેછ કે એ બધા ઢોંગ છે."

હકીમે જવાબ દીધો, "હું નાચાર છું, સાહેબ, આ લેપથી

ફ્રાયદો નહીં થયલો મારી જીંદગીમાં મેં આ પહેલીજ વાર જોયો છે."

"એમ છે?" શાપુરજીએ તાપસી પુરી, "તારે તો એક બીજી શીશી આપો; પણ જો આ વખત પીતાં ફાયદો નહીં થશે તો તમારૂં કીધું તમે જાણવું!"

શાપુરજીનાં પેટમાં દુખવાનો સબબ હવે હકીમજીને સમજ પડી ગયો. પગે લગાડવાના લેપના ત્રણ ચપ્પુ શાપુરજી પીથી ગયા હતા!

---

## કલબનું ભરકણ.

બાવા કલબમાં ગયલા છે તેથી માય ખભરેલાં છે અને બુચાને ખુબ ધમકાવે છે. ઘણોવાર તો બુચાએ સાંભળ્યા કીધું, પછી નહીં ખમાયું તેથી બોલી ઉઠયો, "મમા, કેટલી ટકટક કરોછ? પછી પપા કલબમાંથી અબ્બારા આવશે તેવણુને ધમકાવવા કાંઇ રહેવા દેઓની!"

---

## ડાકટરોનાં સંકટ.

"ડાકટર, તમેબી બડા હમ્બગ છેઓ. કાલે તમે બેરામજીને કહ્યું, કે 'તે આઠ દહાડામાં ધીમેધીમે બહાર નીકળી શકશે' અને આજે તો તે બચારો ગુજરી ગયો."

"બાવા," ડાકટરે જવાબ દીધો, "વળી ગેઆંન કરતાં તે વધારે આસ્તે સવારી શાપર કરશે? જુઓ તે ધીમેધીમે બહાર નીકળ્યો કેની!"

## તેરીબી ચુપ ને મેરીબી ચુપ.

કાલબાદેવી ઉપર આવેલા એક કપડીયાની દુકાને 'ક્લીયરન્સ સેલ' હતું. તે દહાડે સાંજનાં એક એસ્કીબાઈ ત્યાં આવી અને પાંચ-પંદર કોરનાં બંડલ કઢાવી કાંઈબી પસંદ નહીં આવ્યાથી ખરીદ કીધા વના ચાલી ગઈ. જતી વેળા દુકાનદારના જોવામાં આવ્યું, કે બાઈ હળવેથી એક કોરનું બંડલ તફ્ડાવી પોતાની સાડીમાં સંતાડીને લઈ ગઇ. તે વખત તો તે કાંઈ બોલ્યો નહીં પણ બાઈ જેવી ઘર પોંહોચી તેવીજ તેણીના હાથમાં એક ચીઠી અને બંડલ એક માણસે લાવી મુક્યાં. આ ચીઠી નીચે પ્રમાણે લખેલી હતી:—

"બાઈ સાહેબ,

તમો જે સાડીની કોર પસંદ કરી લઈ ગયાં તે ફકત નવ ગજ છે, અને તમારી સાડીને પુરી પડશે નહીં તેથી તેજ તરાંહનો બાકીનો કટકો મોકળ્યો છે તે લેજોજી. નહીં પસંદ હોય તો આ માણસને બેઉ કટકા પાછા આપવાની મેહરબાની કરજો."

બાઇ ચમક્યાં તે લાગલાં બેઉ કટકાના રૂપ્યા ચીઠી લાવનારને ચુકવી આપ્યા!

---

## લાગી સરત.

ઉદવાડામાં બે મોબેદો વચ્ચે સરત લાગી. આમાંથી એક મોબેદ ઘણાં બટકાં પાળતો હતો, જે માટે તેની મશ્કરી કરવામાં આવી ત્યારે તેણે સરત મારી કે એક ખાનાં ઉપર દસ બટકાં ખાઈ જાઉં. તેણે શું કીધું તે જુઓ—તેણે એક બટક

કાપ્યું અને તેને રાંધી તેના ઝીણા કકડા કરી બાકીનાં નવ બટક આગળ નાખ્યા. અલબતે પા કલાકમાં તેઓ તે પસાર થઈ ગયા. આ પછી બીજું કાપ્યું ને આઠને ખાવા નાખ્યું. આમ કરતે છેલ્લું એક બટક બાકી રહી ગયું. આ છેલ્લું બટક જોકે ખાઈને માતેલું બન્યું હતું તોએ બાદશાજીએ તેને સહેલાઈથી નાશ કરી દીધું. આ સરતનો હજુ ચુકાદો થયો નથી.

---

## ગળેપડુ માજીસ્ટ્રેટ.

સોરાબજી સીકંદર એક દહાડે પાલણજીનાં હાટલમાં ભપકામાં જમી આવ્યા અને ફી આપતા તો ડોસા થયા, પણ સાથે જતી વેળા મજવાંમાં છરી અને કાંટા ચપડાવી ગયા. જ્યારે તેમને માજીસ્ટ્રેટ આગળ ઉભા કીધા ત્યારે માજીસ્ટ્રેટે ડોળા કાઢી પુછ્યું, "એ બદમાસ, તુંને શરમ નહીં આવી કે મફતનું ખાઈને જતો રહ્યો? ગયો તો ગયો પણ સાથે વળી ચમચા અને કાંટાબી તફડાવી ગયો!"

સીકંદરે આસ્માન તરફ ડોળા ચઢાવી ઉત્તર દીધો, "સાહેબ, ખોદા સાહેદ છે, કે આ કાંટા અને ચમચા લઇ જવામાં મારી મતલબ ઘણી પવિત્ર હતી!"

"પવિત્ર!—તે કેમ?"

"સાહેબ, મારાં દીલમાં હતું કે એ કાંટા અને ચમચા મારવાડીને ત્યાં મુકી આગ્એ હાટલમાં ખાધું તેના પૈસા ભરી દેઉં કે જેથી બચારા હાટલવાળાને નુકશાન નહીં થાય!"

## ઉદ્યોગી મધમાખ.

દુકાનનો ધણી—ચાલ જમસુ, દુકાનમાં તુંને શીખાઉ દાખલ રાખવાને ત્રણ મહીના થયા. તું બધી જાતનું કામ જોઈ વળ્યો છે. મારે હવે તુંને એકાદ ખાતું સોંપવું છે.

શીખાઉ—ઘણી મેહરબાની, સાહેબ.

દુકાનનો ધણી—ચાલ બોલ, ત્યારે તુંને શું કામ પસંદ છે? જે કામ તુંને ગમશે તે તુંને સોંપસ.

શીખાઉ—વારૂ સાહેબ, ત્યારે મને દુકાન બંધ કરવાનું કામ આપો, સાહેબ!

---

સોરાબજી સીકંદરે ગયાં અથવાડીયાંમાં પોલીસમાં દંડ આપતાં ખોટો રૂપ્યો ધકેલી દીધો.

એક મિત્રે સવાલ કીધો, "કાંય?"

જવાબ મળ્યો, કે "એમાં શું? ઈનસાફ દેવી આંધળી છે."

---

ધનજીને કોઈએ પુછ્યું, કે "તું વાંચવા સારૂ એકાદ ન્યુસપેપર કાંય લેતો નથી?" ધનજીએ જવાબ દીધો, "હએ! મારા બાપ એક આખ્ખો મારીઓ ભરીને નુહપેપરનાં કાગરીઆં મુકી ગયલા તેમાંનાં હજી બે ચારબી વાંચેચાં નથી ને વરી બીજાં લઈને હું અચાર ભરૂં?"

## કાંઈ નહીં, બેઠી થઈશું.

કોઈ કોઈ લોક ભારી એંટાલ આવે છે. એકવાર મારી ઑફીસમાં એક ટચાક જેવો ફરંગી આવ્યો અને કહેવા લાગ્યો, કે "એડીટરને મળવું છે." મેં ઉત્તર દીધો, કે "એડીટર નથી." ફરંગીબા આથી સમજ્યા નહીં અને જીદ કરવા લાગ્યા. આખરે તેવણ બોલ્યા, "ઠીક છે—હું બેઠી થઈશ. પણ એડીટરને મળવા વગર મારે જવું નથી."

આ કાળા સાહેબને સેવકે ખુરશી આપી માન અકરામથી બેસાડયા. પા કલાક થયો, અર્ધો કલાક થયો, અને સીનોર સાહેબ તો ખુરશી ઉપર અકડવકડ કરવા લાગયા. કલાકેક થયા પછી અકળાઇને ઉઠયા અને મને પુછયું, "પણ તમને કાંઈ ખબર છે કે નહીં કે એડીટર ક્યારે આવશે?"

"નહીં સાહેબ, બરાબર ખબર નથી," મેં જવાબ આપ્યો.

"પણ આસરે—સુમારે—ક્યારે આવશે?"

જાણે હું વિચાર કરતો હોઉં તેમ મેં મારાં માથાં ઉપર હાથ મુકયો અને બોલ્યો, "જાણે સાહેબ ગયા શનીવારે રાતની ટ્રેનમાં ઉપડયા તે ચાર દહાડે સીમલે પુગશે—ત્યાં પંદરેક દહાડા રહેશે—અને ચાર દહાડા પાછું આવતાં થશે—એટલે હું ધારૂં છું કે આજથી ૧૯મે દહાડે અહીં આવી પોહોંચવા જોઈયે!"

સીનોર સાહેબનું કોહું ભોપ!

## છાંટા-પાણાના મોહોકાણ.

અરે ભાઈ, મારી વાત માને તો પારકાં ઘેરમાં જાય ત્યાં થોડો દારૂ પીજે, નહીં તો મારા જેવો રકાસ થશે.

મારા દોસ્ત ખરશેદજી ખેંગટને ત્યાં તેવણના છોકરાનું પહેલું વરસ હતું તેથી તમારા સેવકને ઘણી ઓહોસ કરી ઈજન કીધું એટલે જવાની ફરજ પડી, અને તે વિષે ધણીયાણીને ચેતાવી આપણે ઉતરી પડયા. ખરશેદજીનું આખ્ખું કુટુંબ 'ટી-ટોટલર' હતું એટલે એક વરસનો ગુચોબી એ ચમચી 'બઓ' ચાટયા વગર સુવે નહીં, અને સારૂં રડું હોય ત્યારે તેવણને ત્યાં ખાણાંમાં દારૂનો ખર્ચ વધારે થતો હતો. આપણે તો બે ગ્લાસથી વધારે લીધો હોય તો દુન્યા ફરતી દેખાય. ટેબલ મંડાઇ અને બહારના તો ફકત ત્રણ પુરૂષો અમો હતા, બાકીનાં સર્વે ઘેરનાં સગાંવહાલાં હતાં. સ્ત્રી પુરૂષો સાથે એકજ ટેબલપર જમવા બેઠાં. મારી પાસે મોબેદ જમશેદદારૂ ગગરાટ બેઠા અને બરાબર સામે ફાંકડી શીરીન તે ખરશેદજીની સગી બેઠી હતી. ગગરાટદારૂએ હાથમાં બાટલી લીધી અને પોતે લઈને મને પણ પોતાના હાથે નામવા લાગ્યા. હવે આપણે 'થોડો-ઘણો' કરયે તો સામેનાં બઈરાંમાં હસી થાય એવી ધાસ્તીથી ગુપચુપ જોયા કીધું.

પહેલી સલામતી દાદાર હોરમઝદની લેવાઇ—બીજી સલામતી જરથોસ્તી ફીરકાની લેવાઇ એટલે મારૂં ટંબ્લર ખાલી થયું કે તરત દસ્તુરજીએ તો લાગલું બીજું પોણું ટંબ્લર ભરી નાખ્યું. ત્રીજી સલામતી લેવાઇ એટલે આપણે તો ચકચુર ને બલા દુર—શરમને લીધે બીજી અર્ધો દજન સલામતી લીધા બાદ ટેબલ ઉઠી

એટલે આપણેબી ઉઠવા માડયું, પણ પગ તો બોજો ઉંચકવા આનાકાની કરે; દીલમાં ધારતી રાખી જેમ તેમ ઉઠયા અને ખુબ તરેહથી આઈસ-સોડા પીને મારા દોસ્ત ખરશેદજી પાસેથી રજા ચાહી. તેવણ તો વધુ ખોટી કરવાની મતલબથી સામી બોંહોસ કરવા લાગ્યા, પણ આપણે જાણ્યું કે ખોટી થઇશું તો ફેસ્તો થશે તેથી જીવને ગમતું નથી એવું બાહનું કાઢી ત્રણ વરસનાં બચ્ચાંની પેઠે દાદરપરથી ઉતરીને જેમ તેમ ગાડીમાં બેઠા અને ઘેર આવ્યા. દસ વાગી ગયલા હતા એટલે બાકુતો સુઇ ગયલાં અને ધણીયાણી તો આપણા ગયા પછીનાં ભાંયતળીયે આવેલાં. તેવણે મારાં પગલાં સમજીને ખંખાર મારીને ચેતવણીની 'સીગ્નલ' કીધી તેથી ગુરા તો પુરા અકડી ગયા. દાદર તો હિમાલય પર્વત કરતાં ઉંચો દેખાય તોપણ એક હાથે કટેરા અને બીજે હાથે દોરડું પકડીને ઉપર ગયા; ઓરડાના દરવાજા આગળની ખુરશી ઉપર બેસી કપડાં કાઢીને જેમ તેમ વકટ-લેન કરતા ઘોલ્યા આગળ ગયા.

જોરીમાં બુચો ઉજરડાંથી સુવે નહીં તેથી દીવો તો હમેશની પેઠે ઘણો ધીમો બળતો હતો. આપણે તો સહીસલામત ઘેર આવ્યા તે માટે ઘોલ્યાપર બેસી સુકરાના કરીને અરેટાવા જતા હતા તેટલાં હાથને બુચ્ચાની ઓઢવાની સાડી લાગી. જરા હાથ લંબાવનાં બુચ્ચાનું બદન હાથને ટાઢું ટાઢું લાગ્યું. મેં વિચાર કીધો કે જ્યાં છે ત્યાં બુચ્ચાને ઘોલ્યાપર સુવાડીને એની માય નીચે ઉતરી હશે. બુચો જાગે તો નીચે લઇ જવાની મોટી ફીકરથી 'સારીમાં લપેટાયલા' બુચ્ચાને આસ્તે રહીને હાથ હીલવ્યા વગર અંધારી જોરીમાં મુક્યો.

કેકમાં ને કેકમાં અર્ધો કલાક હીંચ તાણ્યા પછી હું સુઈ ગયો-પણ સુવા જતાં ધોલ્યાપર કાંઇ ભીનું ભીનું લાગ્યું એટલે આપણે સમજ્યા કે બચ્ચું છે, એ તો હોય!

સવારનાં ધણીયાણીએ નીચેનાં કોકટડોસાંને સોજનું કરવા મોકળ્યાં ને આપણે તો કેકમાં મુવેલા જેવા પડેલા. ડોસાં ઝારૂ કાઢતાં ધોલ્યા નજદીક આવ્યાં અને મારાં કપડાં લોહીથી ખરડાયલાં જોઈ મને હાંક માર્યો. પણ પાછો જવાબ નહીં. મળ્યાથી બીજાં ભાડુતોને ને ઘેરવાળાંને લઈને ઉપર આવ્યાં. મને ખુબ હીલવીને ઉઠાડયો એટલે આપણે અર્ધી ઉંઘમાંથી ઉઠયા. ઘેરવાળાં પુછવા લાગ્યાં, કે "બા, તમને એટલું લોહી ક્યાંથી નીકળેછ? બધાં કપડાં ખરાબ થયાંછ." મેં આંખ ચોળતાં ચોળતાં જવાબ આપ્યો, કે "એ તો સતે બુચાએ ધોલ્યો ભીંજવ્યો તેને મેં ઉંચકીને જોરીમાં પોઢાવ્યો અને અર્ધો કલાક હીંચ તાણ્યા પછી હું સુતો." આ સાંભળી કોકટડોસાં બોલી ઉઠયાં, કે "બુચાને તો સાંઝનો એની માય આગળ જોરીમાં નીચે સુવાડેલો છે, એ તમેબી એમ શું કરોછ, બા?" હવે આપણે સાવધ થઈ કુરતણી ઉંચકીને જોરીમાં જોયું તો બુચાને બદલે એક અધમુવો બીલાડો સારીમાં વીંટળાઈને લોહી-લુવાણ પડેલો! પછી જોઇ લો મારી આબરૂ! સઘળાં લોક પેટ પકડીને હસવા લાગ્યાં, અને મેં તો ચીઢમાં ને ચીઢમાં બીલાડાને બહાર પટકી નાખ્યો. તેટલાંમાં ઘેરવાળાંનો નાનો છોકરો બેલુ બોલી ઉઠયો, કે "એ બીલાડાને તો પાસેનાં છાપરાંપર અંગ્રેજના છોકરાઓએ મોટો પથ્થર મારેલો, પછી દેખાયો નહીં એટલે આંહીયાં ભરાયો હશે." ત્યારે

મેં પાસેનાં છાપરાં આગળની બારી ઉઘાડી પડેલી જોઈ ખાતરી કીધી, કે એ નામદાર જખમી થવાથી બારીવાટેથી આવીને સારીમાં વીંટળાઇ ઘોલ્યાપર સુતેલા અને મેં કેપમાં મુચો જાણી જોરીમાં સુવાડયો અને ફોકત અર્ધો કલાક હીંચ તાણી!

---

## ડુબેલાને બચાવવાના સોળ કાયદા.

એક મુસલમાન અકસ્માતથી પાલવા બંદર ઉપર ઉભેલો દરીયામાં પડી ગયો. જ્યારે તેને કેટલાક ખલાસીઓએ કાઢીને બહાર લાવી સુવાડયો ત્યારે એક ડાકટરપણું શીખતો વિદ્યાર્થી ત્યાં ઉભો હતો. આ શીખાઉ ડાક્ટર સાહેબની મદદને ખાતર સઘળા ખસી ગયા. વિદ્યાર્થી બોચી ખજવારવા લાગ્યો, જે જોઈ એક તમાસગીરે પૂછયું, "કેમ, એને સાવધ કરોની વીચ્ચારમાં કેમ પડયા છો?"

મેડીકલ કાલેજના વિદ્યાર્થીએ ઉત્તર દીધો, "ડુબેલાં માણસને સાવધ કરવા સારૂ સોળ ચીજ કરવી જોઈયે—તે બારે મોઢે છે રે, પણ પહેલી કઈ તે જરા ભુલી ગયોછ."

આ ટાંકણે ડુબેલા મુસલમાને આંખ ઉઘાડી અને ધીમે સાદે બોલ્યો, "શેઠ સાહેબ, એ સોળા ચીઝોમેં દારૂ ખીલાનેકા હય કે નહીં હય?"

વિદ્યાર્થીએ કહ્યું, "હા—હયે."

ડુબેલાએ કહ્યું, "યા અલ્લાહ! જબ તો ઓઈ ચીઝ કર દો, ઓર બાકીકી પંદરા છોડ દો."

## ખરો ધરડો તે આ.

હંગરીમાં એક પુરૂષ—બાવાજીનો બુચો—હાલ ૧૩૦ વર્ષની ઉમ્મરનો છે, તે સારી તંદરોસ્તીમાં છે અને પોતાની પૂર અક્કલ હુશીયારીમાં છે. જે ગામમાં તે વસે છે તે ગામનાં લોક તેને મફ્ત ખાનું પુરૂં પાડે છે. તેના થોડાક દાંત હજી બાકી છે. તે ઉતાવળો ચાલી શકે છે. તે દહાડામાં એકજ વાર ખાય છે અને કોઇ દહાડેબી આજારી પડયો હોય એવું તેને યાદ નથી. તે કોઇવારબી પરણ્યો નથી; ખરેખાત એની લાંબી જીંદગીનું છુપું કારણ એજ હશે!

---

## તાનસેન!

એક દીવસે એક બાદશાહની દરબારમાં એક નામીચા ગવૈયાએ હાજર થઈને નમનતાઇ સાથે અરજ કીધી, કે "નામદાર બાદશાહ, જે ગાયણના હુન્નરની ખુબીનો પીછાણનાર છે તેણે તેનું ગાયણ સાંભળીને તેને ઈનસાફ આપવો."

ગવૈયો મોટો ઉસ્તાદ હતો અને બીજા ઘણા બાદશાહોની દરબારોમાંથી મોટાં ઇનામો મેળવ્યાં હતાં; અને બાદશાહ તો એવો અપટ હતો કે એક રાગથી બીજો રાગ પારખી નહીં જાણતો હતો, તો એવાં ઉમદાં ગાયણની ખુબી તો કયાંથીજ પીછાણી શકે. તોપણ ગવૈયાના વખાણના બોલોથી ખુશી થઇ ગયો એટલે તુરત હા કહ્યું.

બાદશાહનો એક વજીર ઘણો હુશીયાર હતો તેણે જોયું કે

બાદશાહની અક્કલની ખાંમી રખે પેલો ચાલાક ઉસ્તાદ પામી જાય માટે જેમ દરેક બાતમાં તે બાદશાહને પોતાની મરજી પ્રમાણે દોરવતો હતો તેમજ આએ વખતે પણ તેને શીખવી રાખ્યું, કે "બાદશાહ સલામત, જબ મીજલસમે ગવૈયા ગાના શરૂ કરે કે આપ ફકત ખુશ દેલસે બએઠ કર સુનતે રહેના, ઔર ઉસકુ કુછ ફરમાના નહીં, મગર આધી રાત ગુજરનેકે બાદ આપ મેરે ઉપર ખ્યાલ રખના, ઔર મએ જબ મેરે કાનકે ઉપર હાથ રખુંગા તબ આપ ગવૈયેકુ ફરમા દેના કે 'કાનડા ગાઓ'." બાદશાહે જવાબ દીધો, "ઠીક હએ." જ્યારે ગવૈયાએ ગાવા માડયું ત્યારે જાણે કેટલુંએક સમજતો હોય તે પ્રમાણે બામખા હસતું મોઢું રાખીને મુંડી હીલાવ્યા કીધી.

એટલું શીખવી રાખ્યા પછી બાદશાહ કશી ભુલ કરશે નહીં એવા ભરોસાથી વજીર બેફીકર બેસીને ગાયણ સાંભળ્યા કરતો હતો, તેવામાં એકાએક તેનાં નાક ઉપર કીડ લાગી આવી જેથી તે બેધ્યાંનપણે પોતાનું નાક ધવડવા લાગ્યો.

બાર વાગવાનો અમલ પણ થઇ ગયો હતો, અને બાદશાહ જેની નજર વજીરની ઉપરજ હતી તેણે ધારયું, કે "એ પેલીજ ઇશારત છે. પણ વજીરની મતલબ 'કાન'ને બદલે 'નાક' શબ્દ કહેવાડવાની છે" એમ વીચારીને તુરત પેલો ગવૈયો જે ઘણો ઉલટમાં આવીને ગાતો હતો તેને એકદમ અટકાવીને હુકમ કીધો, કે "નાકડા ગાઓ."

ગરીબ બીચારો ગવૈયો! રખે બાદશાહ જરાબી ખાંમી કાઢે એવી બીહીકથી જેમ બને તેમ હોશીયારીથી ગાતો હતો, તે

પહેલાં તો થોડોક વાર બાદશાહનું કોહુંજ જોવા લાગ્યો; પણ જ્યારે તેને સમજ પડી કે કેવા એક ગાયણના ખાં આગળ તેણે પોતાનો વખત ફોકટ ગુમાવ્યો છે ત્યારે તેને એટલી તો નાસીપાસી લાગી કે પોતાની મહેનતના બદલાની કશી માગણી વટીક કીધા વગર બાદશાહને સલામ કરીને તુરત ત્યાંથી ચાલતો થયો.

---

## બારેભાર.

નશરવાનજી એક દહાડે બપોરના બારેભાર થઇને ઘેર આવ્યા અને ચાહ માગી. તેવણનાં ધણીઆણીએ ચાહ કરીને આપી જે પીતાં મોંહોડું મટમટાવીને નશરવાનજી બોલ્યા, “એ —ખટલી! આ—આ—જે શાય એવી ખરા—આ—આ—બ કેમ લાગેશ?”

ખટલી છણુકો કરી બોલી, “વળી ખરાબ શાને લાગતી’તી. ચાહ તો બરાબર છે પણ તમારૂં મોંહોડું બગરી ગયલું હોશે. મુઆ મુગા જઈને મોંહોડાંને કોગરો કરી આવો.”

આ પછી નશરવાનજી ચાહ તો પી ગયા પણ પછી ખાલી પીઆલાંમાં તળીયે કાંઇ પડેલું જોઇ અચરતીથી બોલ્યા, “ઓ! તારે આએ શું?”

ખરશેદબાઇ પણ પીઆલાંમાં જોઇને બોલ્યાં, “મરેરે એએ! સહવારના બોરતીઆં ધોઇને ગામઠી સાબુ કેથે મુકઇ ગીઓતો તે મુવાને આખ્ખે ઘેરે શોધ્યો તે કેથો મુવો પીઆલાંમાં મુકાઇ ગયલો.”

## મર્દાંને મર્દ.

બચારા કાવશજીની કલાંટ બાયડી તેવણને બહુજ દાબમાં રાખે. ઘરમાં એક નોકરના જેટલુંબી કાવશજીનું ચલણ નહીં હતું. એક દહાડે એક હસમુખો દોસ્ત મળવા આવ્યો, તેણે સઘળો રાહઘાટ જોઈ કાવશજીની મશ્કરી કરી. રાતના નવેક વાગતે ધણીયાણી પોઢવા ગયાં એટલે કાવશજીને એકદમ શુર છુટયું અને પોતાના મિત્ર આગળ ડીંગ મારવા લાગા, કે "બસ, હવે મારાં ઘરનો રાજા હું પોતે થવાનો. હું જાણું કે હશે—ચાલશે—પણ આએ તો હાથ આપતાં પહોંચો લઈ લેછ. બસ હવે મારાં ઘરનો રાજા હું."

આમ બોલી કાવશજી ઘરખચમાં કબટ ઉંઘાડી બ્રાંડીની બાટલી લેવા જાય છે તેવામાં ધણીયાંણી જેવણે બહાર ઉભાં રહી સઘળું ચીમાઇને સાંભળ્યું હતું તેવણ બારણું ઉંઘાડી અંદર આવ્યાં અને ડોળા કાઢી બોલ્યાં, "રાજા સાહેબ, ચાલો અતરઘડી સુવા." ! ! !

---

**છોકરીનો બાપ**—તમને ખબર તો છે નહીં, કે મારી છોકરીને રીતમાં ૪૦,૦૦૦ રૂપ્યા મળવાના છે?

**જમાઈ થવાને ઉમેદવાર**—હાજી.

**સસરાજી**—ને તમારી પાસે તો એક દોઢયું નથી તેનું કેમ?

**જમાઈ**—વાહ સાહેબ, આમ શું બોલોછ? શું ૪૦,૦૦૦ રૂપ્યાએ જણને થોડા છે?

## એમજ હશે.

એક બુઢી ડોસી ખાલીપીલી ટકટક કરયા કરે. એકવાર એક પાયદસ્ત જતી હતી તે જોઈ ડોસીએ એક ઘરડા ગામડીયા પારસીને મોટે સાદે પુછ્યું, "બા, એ કોણ ગુજએરૂં?" ગામડીયા ડોસાએ જવાબ દીધો, "તે તો કોણ જાણે—એ ગેઆનમાં જે હુતેલા તેજ ગુજએરા ઓહે તો!"

---

## પરિક્ષા.

**માસ્તર**—ચાલો છોકરાઓ, જાનવર બે જાતનાં હોય છે—ચારપગાં અને બેપગાં. ચારપગાંને ચાર પગ હોય છે, જેવાં કે ગાય, ઘોડો, બકરો, ઈત્યાદિ. બેપગાં એટલે જે બે પગવાળાં, જેમકે કાગડો, જેમકે હું, જેમકે તમે બધા, બેપગાં કહેવાય. ચાલો હવે, હું પરખાવી જોઉં—"રૂસતમ, હું કોણ?"

**રૂસતમ** (વિચાર કરીને)—કાગડા, સાહેબ!

---

**બાપ**—રૂસતમ, તારા ક્લાસમાં સર્વેથી આળસુ કોણ છે?

**રૂસતમ**—કોણ જાણે!

**બાપ**—કોણ જાણે શું? તું નહીં જાણે તો બીજું કોણ જાણે? જ્યારે બધા છોકરાઓ પોતાનું લેસન કરે અને ભણે ત્યારે એક જણ બેસીને આળસુની પેઠે સૌની ગમ જોયા કરે તે કોણ? (અલબતાં બાપની મરજી રૂસતમને દમ ભરાવવાની હતી.)

**રૂસતમ**—તે તો અમારો માસ્તર, પપા!

## રાજાના બે અર્થ થાય છે.

સુલતાન ઓસ્માનના એક બાગબાંને એકવાર એવું તે. નાદર કોબીજ ઉગાડયું કે સુલતાને ખુશીમાં આવી જઇ તેને સાઈપ્રસનો વાઈસરાય બનાવ્યો !

ઈંગ્લાંડના રાજા ૮મા હેનરીને એક બબરચીએ એકવાર ભૂંડનું ડોકું ખૂબ લેહઝતદાર પકાવીને ખવાડયું, તેથી ખુશી થઈ તેને ‘નાઈટહુડ’ બખશવામાં આવ્યો.

જેમ્સ પહેલો હંમેશ ખૂબસુરત પુરૂષોને પોતાના સલાહકાર અને માનિતા દાખલ રાખતો હતો. જ્યૉર્જ વીલીયર્સને એક સાધારણ માણસ પરથી મોટો ઉમરાવ બનાવી દેવાનો સબબ એજ કે તે બહુ છટાવાળો હતો.

ફ્રાંન્સનો રાજા લુઇ ૧૪મો બીલીયર્ડનો મોટો ઉસ્તાદ હતો તેને હફાવનાર એકજ ધણી હતો જેનું નામ ડી શામીલાર્ટ હતું. આ ધણીએ એક વાર રાજાને હરાવ્યો તેના બદલામાં તેને ફ્રાંન્સનો વડો પ્રધાન કીધો.

રાણી ઇલીઝાબેથે ક્રીસ્ટોફર હાટનને આગળ વધાર્યો, તેનું કારણ એ હતું કે તે ફક્કડ નાચનારો હતો.

કાર્ડીનલ ડે મોન્ટે જ્યારે પોપ થયો ત્યારે તેણે પોતાના હજુરિયા નોકરને કાર્ડીનલ બનાવી દીધો, તે એટલાજ માટે કે શેઠના એક લાડકા વાંદરા ઉપર આ નોકર બહુ પ્રિત રાખતો હતો.

## ખરી મહોબત!

સોરાબ અને શીરીન દરીયે કિનારે ચાંદરણી રાતના એકેકનાં ખભાં પર ડોકાં નાખીને ફરે છે, અને બેઉ જણ ખરા પ્યારમાં લપટાયલાં દીસે છે. શીરીન બોલી, "વહાલા સોરાબ, જો તારો પ્યાર મારા ઉપરથી ઓછો થાય તો હું શું કરૂં તેનો તુંને કાંઈ ખ્યાલબી છે?"

**સોરાબ**—શું કરે, વહાલી, કુવો પુરે?

**શીરીન**—નહીં!

**સોરાબ**—ત્યારે શું ઝેહેર ખાય?

**શીરીન**—નહીં!

**સોરાબ**—ત્યારે શું કરે? બોલની—હું તો જાણું.

**શીરીન**—મેટ્રીમોનિયલ કોર્ટમાં પગાર બંધાવી આપવાની ફર્યાદી માડું!

---

માણુસ જાત પાંચ મિનીટ સાંભળવા કરતાં આખ્ખો દહાડો જીભ હલાવવાનું વધારે પસંદ કરે છે, તે છતાં ઇશ્વરે બે કાન સાથે એકજ જીભ શા માટે આપી હશે?

---

કોઈ માણુસને કહેશો કે તારૂં અંગ પથ્થર જેવું છે તો તે ખુશી થશે પણ જો તમે તેને એમ કહેશો કે તારૂં માથું પથ્થર જેવું છે તો તેનો જીવ જશે! એમ શા માટે હશે વારૂ?

## સોરાબજી સીકંદરની ઉમ્મર.

**માજીસ્ટ્રેટ**—સોરાબજી, તારી ઉમ્મર શું ?

**સોરાબજી**—પાંત્રીસ, મુરબ્બી સાહેબ.

**માજીસ્ટ્રેટ**—હરામઝાદા, આએ કોર્ટમાં આજે પાંચ વરસ થયાં તું આવેછ અને ત્યારથી એની એજ ઉમ્મર લખાવેછ! તું જુઠો છે.

**સોરાબજી**—નહીં સાહેબ, હું કંઈ એવો રેંજીપેંજી નથી કે ઘડીમાં એક ઉમ્મર લખાઉં ને ઘડીમાં બીજી. જે છે તેજ છે, સાહેબ!

---

જ્યારે તમે એક પુરૂષને ગજવાંમાંથી ઘડિયાળ કાઢીને વખત જોઈ પાછું ગજવાંમાં મુકતાં જુઓ ત્યારે તેને ' ટાઈમ ' પુછજો. દસમાંથી નવ જણ પાછું ઘડિયાળ કાઢી જોઈને તમને જવાબ આપશે. આ અખતરો અજમાવા જોગ છે.

---

**ડોસાં**—ગેઆટ, મરી જાઉં, ગેઆટ.

**રેલ્વે ગાર્ડ**—કેમ ડોસાં, કાંઈ ફરમાસ ?

**ડોસાં**—મરી જાઉં, જરા ગારી આસતે હાંકજો, હું કે; મારી સાથે ટોપલીમાં ચાર દજન ઈડાં છે. નહીં તો તે બધાં ડોદરાઈ જશે !

## આળસુનો પાદશાહ.

માસ્તરે જાહેર કીધું કે જે કોઇ છોકરો આળસાઇ ઉપર સર્વેથી સરસ નિબંધ લખી આપશે તેને એક નાદર કેતાબ ઈનામમાં મળશે. સઘળા છોકરાઓએ નિબંધ લખીને આપ્યા તેમાં નાના રૂસતમે ફકત કોરાં કાગળોજ કાંઈબી લખવા વગર આપ્યાં. અલબતાં આળસાઈ ઉપર બીજો એથી સરસ સરેહ શું હોય? ઈનામ તેને મળ્યું!

---

ચાલવાની સરતમાં જીતવા માટે એક જુવાનને એક રૂપાંનું ટંબ્લર ઇનામમાં મળ્યું. આ તેને બક્ષીશ આપતી વેળા સરનશીન સાહેબ ભાષણ કરતાં બોલ્યા, "બા, તારા પગના વાપરવાથી આ કપ તુંને મળ્યું છે, પણ આ કપના વાપરવાથી તારા પગ જતા નહીં રહે તેની સંભાળ રાખજે!"

---

## ઘડિયાળ ચાલતું કેમ નહીં!

શેઠ (પોતાની ધણીયાણીને)—ગુલાં, મારૂં ઘડિયાળ કેમ બંધ પડી ગયું છ તે મને સમજ પડતી નહીં. હું જાણું છ કે સાફ કરાવવું પડશે.

આ સાંભળી બાવાની લાડકી બુચી બોલી ઉઠી, " નહીં પપા, સાફ તો નહીં કરાવવું પડશે, કેમકે મેં અને રૂસતમે ગઈ કાલે એક કલાક સુધી તેને ટપમાં સાબુનાં પાણીએ સારી કાની ધોયું હતું!"

## ગરીબ બચારો ખુચો.

એક નાનો છ વર્ષનો છોકરો મોહોલ્લાને નાકે ઉભો રહી બહુજ કકળીને રડતો હતો. આ જોઈ એક દયાળુ બુઝરોગ બાઇએ તેને પટાવીને પુછ્યું, "દીકરા કેમ રડેછ?" છોકરાએ ડચકાં ખાઈ ઉત્તર દીધો, "મારી બેઆની જતી રહી."

બાઈએ પોતાની ચમચી તાણી કાઢી અને તેમાંથી પાવલી આપી બોલ્યાં, "લે ચાલ, મુગો રહી જા; આએ પાવલી લે અને હવે રડતો ના—ચાલ, હવે મને કહે કે કેમ કરતાં તારી બેઆની જતી રહી?"

છોકરાએ આંખો નુછી જવાબ દીધો, "ભુખ લાગી તે બે આનાનો હલવો લઇ ખાઈ ગયો!"

---

મીસ્ટર અને મીસીસ ચીનાઇને સઘળી ઈંગ્રેજી ધપ ઘણી પસંદ હતી. તેઓએ પોતાના ઈરાની ચાકરને સખ્ત તાકીદ આપેલી કે જ્યારે ઓરડાનું બારણું બંધ હોય અને અમો બે જણમાંથી એકબી અંદર હોઈયે ત્યારે પહેલાં હાંક મારવો અને જવાબ મળે ત્યારેજ બારણું ઉઘાડીને અંદર આવવું.

એક દહાડે ધણી ધણીયાંણી ઈઝીચેર પર બેસી ખુશાથી વાતમાં છે તેવામાં ઈરાનીએ બારણું ઉઘાડયું અને ડોકું માહે ઘાલી ચડપ દેતું પાછું ખેંચી લીધું અને બારણું બંધ કરી હાંક મારવા લાગ્યો, "બૉઇ—બૉઈ."

ઇરાનીને અંદર બોલાવ્યો અને આમ કરવાનું કારણ પુછ્યું ત્યારે તેણે જવાબ દીધો, કે "ડોકયાની અગાઉ પહેલાં જોઉં કેની કે તમે કોઈબી અંદર છેઓ કે નહીં?"

## બુધવારના વાંધા.

એક ગ્રહસ્થની યાદદાસ્ત શકિત લગાર કાચી હતી. તેણે એક દહાડે પાર્ટી બોલાવી જમવાનાં ઈજન કીધાં; તેમાં મોટાં મોટાં માણસોને બોલાવ્યાં તથા તૈયારીબી તેમજ ધામધુમથી કરી. પાર્ટીનો દહાડો આવ્યો ત્યારે મેજબાને ખુબ મહેનત કરી બંગલો સણગાર્યો. સાંઝ પડી પણ કોઈ આવતું જણાયું નહીં. રાતના આઠ વાગ્યા અને એક જણબી મળે નહીં એટલે તેને ફાળ પડી. ફફડી ચટકીને તે પોતાના ઓરડામાં ગયો અને અંચીતું લખવાનું ખાનું ખેંચ્યું તો સઘળી ચીઠ્ઠીઓનું બંડળ એમનું એમ બાંધીને મુકેલું.

તેણે ચીઠ્ઠીઓ લખેલી તો ખરી પણ મોકલતાં ભૂલી ગયલો!

---

એક ચતુર પારસીએ એક પરદેશી ભૈયા પાસે થોડાક રૂપ્યા ઉછીના લીધા જેના બદલામાં તેઓ વચ્ચે નિચલું ખત થયું:—

"રામસીંગ ભૈયા,
પચ્ચીસ રૂપૈયા;
લેનેવાળા પારસી,
ચાંદ મેરા શાખસી!"

'ગપ-સપ'નો કોઇ ડાહ્યો વાંચનાર મેહેરબાની કરી જણાવશે કે ઉપલું ખત કોર્ટમાં હક વાજબી ગણાય કે નહીં? જો તેમ હોય તો તમારો સેવક પણ થોડાક રૂપ્યા ઉછીના લેવા માગે છે.

## ચાર મુર્ખાઓ.

એક ખુલ્લી જગ્યામાં ચાર ચક્રમો બેસી માંહેમાંહે ગપ્પા મારતા હતા. તેઓ જાણે કોઇ વેપાર વણજની વાત કરતા હોય તેમ એટલા તો ગુલતાન બની ગયા હતા કે આસપાસ શું થાય છે તેની તેઓ દરકાર કરતા હતા નહીં. બનાવ એવો બન્યો કે તેઓની પાસેથી એક ગામનો પટેલ પસાર થયો તેણે તેઓને સલામ આલેકુમ કીધી. આથી તે ચારે મુર્ખાઓએ હાથ ઉંચક્યા. પટેલ થોડોક દુર ગયો કે એક જણ બોલ્યો, "જોયું કે યારો, પેલા મારા દોસ્તે મને સલામ કીધી; મારા બપાવાનો બાપ એના કાકાના ભત્રીજા સાથે હાથી-દાંતનો વેપાર કરતો હતો." આ સાંભળી બીજો બોલ્યો, "અરે જારે, તારા જેવાનેજ સલામ કરતા હશે, એ તો મારી બઇરીનો સાળો થાય માટે મને સલામ કીધી." એ પ્રમાણે બાકીના બે દોસ્તોએ પણ દાવો કીધો, કે "પટેલે તેમને સલામ કીધી." આથી તેઓ બોલાચાલી પરથી હાથ-ચાલાકીપર આવ્યા અને એકેકને સારી પેઠે 'ગુંદર પાક' ગુંડીગુંડીને ખવડાવવા લાગ્યા. તેવામાં એક દોઢ ચતુરે તેમને સલાહ આપી, કે "ભાઈઓ, અમથા શેના લડી પડો છો? તમે પટેલને ઘર જઇ પૂછો કે તેણે કોણુને સલામ કીધી." આ સાંભળી તે ચાર પોણ્યા તો નિકળીજ પડ્યા અને પટેલને ઘર જઇ બારણું ઠોક્યું. પટેલ બીચારો ઘભરાયો કે એ બળા શું છે તેથી પૂછ્યું, કે "શું માગો છો?" પેલાઓમાંથી એકે કહ્યું; કે "પટેલજી, તમે કોણુને સલામ કીધી?" પટેલે વીચાર્યું કે આ તો કોઇ ખરાજ નગીના હીરા છે માટે જવાબ આપ્યો, "છોરાવો લડો છો ચેમ? મેં તો તમારામાંથી જે મૂર્ખો

હતો તેને સલામ કીધી." એ સાંભળીને તો પેલા ચાર જણાઓ એક પછી એક કહેવા લાગ્યા, કે "હું મૂર્ખો છું" અને ફકત એક સલામને માટે સઘળા પોતે મુર્ખ હોવાનો દાવો કરવા લાગ્યા તેથી શોરબકોર કરી મેળ્યો. એવામાં વળી એક શખ્સે સલાહ આપી, કે "ભાઇઓ, એનો ઈનસાફ કાંઈ અમારાથી થાય નહીં માટે રાજા પાસ ફર્યાદ લઇ જાઓ." એ સાંભળી તે ચાર જણાઓ રાજાની દરબારમાં 'ઈનસાફ—ઇનસાફ' પોકાર કરતા ગયા. રાજાએ જ્યારે પોકાર સાંભળ્યો ત્યારે ઝરૂખાપર આવી બરાડ મારી, કે "ઇન કૌણ ગધ્ધા હયે કે જો દરબારકે કામમેં ખલલ કરતા હયે?" એ સાંભળી એકે કહ્યું, "માહરાજ, હું ગધ્ધો છું."—બીજો કહે, "જાંહપનાહ, હું ગધ્ધો છું." એમ ચારો જણ પોતાને ગધ્ધાનો એલકાબ આપવા લાગ્યા. રાજાએ હુકમ કીધો કે તેઓને પકડી બંદીખાને નાખે અને એક જણને દરબારમાં મોકલે. આ હુકમ મુજબ એક જણને દરબારમાં મોકલી ત્રણ જણને કેદ કીધા. પાદશાહે પહેલા મુર્ખને પૂછ્યું, કે "ક્યા ફર્યાદ હયે?" પેલાએ જવાબ આપ્યો, કે "સાહેબ, પટેલે મને સલામ કીધી અને મારા દોસ્તો તે માનતા નથી અને ઉલટો તેના બદલામાં મને મેથીપાક ખવડાવ્યો." રાજાએ ગુસ્સાથી કહ્યું, "અબે બનીએ, જુઠી પતરાજી છોડ દે, ઔર બ્યાંન કર કે તું ખુદકો ગધ્ધા કીસ બાસતે કહેતા હય?" જે સાંભળીને તેણે નિચે મુજબ વાર્તા કીધી:—

"સાહેબ, હું એક પૈસાદારનો છોકરો છું પણ મને મારા બાપે કેળવણી તથા રીતભાત શીખવવાને બદલે લાડમાં

ઉધારેલો હતો. બાપ મરી ગયા પછી મેં બધા પૈસા ઉડાવી નાખ્યા અને ભીખારીની હાલતે એક ગરીબ ઘેરમાં રહેવા લાગ્યો. એક દિવસે મારી બાયડીએ કહ્યું, કે 'સ્વામીજી, જરા છોકરાને રાખો કે હું પાસેનાં ઘરમાંથી દેવતા આણું.' આથી હું બોલ્યો, કે 'ગધેડી, હું કાંઈ બાયલો છું કે છોકરાને રાખું ? માટે આવ, તું મારી ખાંધ પર બેસ અને તારી ખાંધપર છોકરાને બેસાડ અને પછી આપણે દેવતા લેવા જઈયે.' એ સાંભળી મારી બાયડી મારી ખાંધપર ચઢી બેઠી અને પોતાની ખાંધપર છોકરાને લીધો અને અમો દેવતા લેવા ગયાં. પણ કમનશીબે મારા ઘેરનું બારણું ઘણું નાનું અને નિચું હતું માટે જેવો હું બહાર નિકળવા ગયો કે મારા છોકરાને ઉપલી ભીત વાગી તેથી તે એક આચકા સમેત નિચે પડયો અને તેના આચકાથી મારી બાયડી પડી અને છેલ્લે મેં પણ ભોંયને નાકઘસની કરી જમીન માપી. આ જોઈ લોક જમાવ થયું અને મને શું થયું તે વિષે પૂછયું. મેં સઘળું તેમને કહી દીધું તેથી જેઓએ મારી વાત સાંભળી તેઓએ મને ગધ્ધો, મુર્ખ, વગેરે ખેતાબ આપ્યા અને તે દિવસથી મને કોઈ 'મુર્ખ' વગર ઓળખી શકતું નથી."

એ સાંભળી રાજાએ કહ્યું, "સચ બનીઆ, તું ખરા ગદ્ધા હયે; અબ કુછ લંબી બાત મત કર, ઔર તેરે મકાન પર ચલા જા." એ પછી રાજાએ બીજાને બોલાવ્યો, જેણે પોતે મુર્ખો કાંય છે તે વિષે નિચે પ્રમાણે કહ્યું :—

"જાંહપનાહ, એક વખતે મારા બાપે મને ઘોડો અપાવ્યો

જે લગાર મસ્તાન હતો. એક વખતે જ્યારે ઘોડાવાળો નહીં હતો ત્યારે તબેલે જઈ મેં ઘોડો છોડયો. ઘોડો જેવો છુટયો તેવો નાહસવા લાગ્યો માટે હું ગભરાટમાં તે ઉપર ચઢી બેઠો પણ ભોગજોગે હું—ઉંધો—તે ઘોડાની પૂછડી ગમ મોંહોડું કરી બેઠો. અને લગામને બદલે પૂછડી પકડી. ઘોડો તો કેમે કરી થોભે નહીં માટે હું તો ગભરાણો, અને એક ગાય રસ્તે જતી હતી તેનું પૂછડું પછવાડેથી પકડી લીધું. ગાય બીચારી નાતવાન હતી માટે પડી ગઇ અને અમારી સાથે ઘસડાવા લાગી. એ વખતે એક વાણીઓ રસ્તેથી જતો હતો તેનું પોતિયું ગાયનાં સીંગડાંમાં ભેરવાઇ ગયું માટે તે પણ અમારી સ્વારીમાં ઘસડાવા લાગ્યો. વાણીઆએ તો કળાબકોર કરી મુકયો, માટે લોકોએ ધરીપકડીને ઘોડાને અટકાવ્યો અને શું બન્યું તે પૂછ્યું. મેં જે બન્યું હતું તે સર્વે કહ્યું ત્યારથી મારૂં નામ 'ગધેડો' કરી લોકોએ પાડયું."

એ પછી ત્રીજાને બોલાવવામાં આવ્યો જેણે નિચે પ્રમાણે બ્યાન કીધું:—

"સરતાજ, મને ભપકો કરવાનો ઘણો શોખ હતો. એક દહાડે મારા બાપે કહ્યું, કે 'તારે સાસરે જઇ તારી બાયડીને તેડી લાવ.' હું ઘણો ભપકો કરી જે ગામ મારૂં સાસરૂં હતું ત્યાં જવા નિકળ્યો. રસ્તે જતાં રાત પડી માટે વિચાર કીધો, કે 'જો રાતના જઈશ તો મારો ભપકો કોઈ જોશે નહીં, માટે બેહતર કે રાતવાસો ત્યાં કેથે કરી સહવારના જાવું' એમ વિચારી આસપાસ નજર કરવા લાગ્યો તો એક ઝુપડું નજર પડયું, ત્યાં જઈ જોઉં છું તો એક બાવો

બેઠેલો હતો. મેં તેની પાસ ખાવાનું માગ્યું. તેણે કહ્યું, 'મીયાં, ઈધર ખાનેકા તો કુછ નહીં, મગર ચાહો તો ય્હે રાત ઈધર ખાબ કરો, ઔર ય્હે મેરી તુમડી લે કર ગાંઉમે જા કર કુછ ખાના મંગ લા કર ખાઓ.' આ સાંભળી મેં મારો કિમતી પોશાક કાઢી ત્યાં મુકયો અને એક કામળી ઓઢી પાસેનાં શેહેરમાં ભીખ માગવા ગયો. ભોગ-જોગે તે શેહેર મારા સસરાનુંજ હતું અને વળી કમનશીબે હું મારાં સાસરાં આગળ જઈ બુમ પાડવા લાગ્યો, કે 'માઈ કુછ ખાનેકા દેઓ-ઓ-ઓ, માઈ-ઈ-ઈ.' એ બુમ સાંભળી મારી બાયડી ઘરમાંથી નિકળીને ખાવાનું લાવી અને બોલી, 'લે, ઓ સાંઈ, ખાવાનું લે.' મેં મારી બાયડીને ઓળખી નહીં અને ખુશી થતો ઓટલા આગળ દોડયો; પણ ભોગ કરમના! જેવો હું ઓટલા આગળ ગયો કે ગટરમાં ગબડી પડયો. મારી બાયડીએ બુમ પાડી અને લોકોએ મને એક ગરીબ માણસ સમજી બહાર કાઢયો અને મારા સસરાનાંજ ઘરમાં લઈ જઈ સુવાડયો. સહવારના મારો હાલ મેં (તેઓને નહીં પીછાણીને) કહ્યો. મારા સસરાએ મને ઓળખ્યો અને મને ઘણો ઠપકો આપ્યો. એ સિવાય જેણે મારો હેવાલ સાંભળ્યો તેણે મને મુર્ખ કહ્યો."

આ વાતથી રાજાને ઘણી રમુજ મળી તથા તેને વિદાય કીધા બાદ ચોથા શખ્સને બોલાવ્યો જેણે નિચે પ્રમાણે બોલવુ શરૂ કીધું :—

"એક વખતે હું મારે સાસરે ગયો જ્યાં મારા સસરા તથા બાયડી બહાર ગયાં હતાં અને મારી સાસુ કમોદના ચોખા

વીણવા બેઠાં હતાં. હું જઇને મારી સાસુ પાસ બેઠો. મારાં સાસુજી મારે માટે ખુરસી લાવવા ઉઠયાં. મને ભૂખ ઘણી લાગી હતી તથા ચોખાનો સોહરમ પણ ખૂબ આવતો હતો માટે એક બાચકો ભરી ચાવી ગયો અને બીજો બાચકો મોંહોડાંમાં મારયો કે તરત સાસુ આવી લાગ્યાં અને મેં શરમથી ચોખા મોંહોડાંમાં ચાવ્યા વગર રહેવા દીધા. સાસુજીએ બેઠાં બાદ મને પુછયું, કે 'માબાપ કેમ છે?' પણ હું જવાબ આપું કયાંથી? મોંહોડાંમાં તો અડચણ હતી! ફરીથી મને બે-ત્રણ સવાલ પુછયા, પણ મેં તો ઘુવડની માફક મોંહોડું કરી દોળા ફાડીને જોયાજ કીધું. સાસુજી તો ઘભરાયાં, તેટલાંમાં સસરાજી આવી લાગ્યા તેવણ તો દોઢ ચતુરજ હતા માટે કહ્યું, કે 'એને તો કોઇએ મૂઠ મારી છે માટે ભુવાને બોલાવો.' આથી એક ધુતારાને બોલાવવામાં આવ્યો, જેણે ૧૦૧) રૂપ્યા, એક ભેંસ, વગેરે ક્રિયાનો સામાન માગ્યો જે તેને આપવામાં આવ્યો. પછી તેણે મને એક ઓરડામાં બંધ કીધો અને ચાબકો ઉઠાવી કહ્યું, કે 'બોલ, તું બોલતો કેમ નથી?' મે કહ્યું, 'અરે સબર, યાર, જરા ચોખા ચાવી જવા દે' એમ કહીને બચક-બચક પેલા ચોખા ચાવી ગયો અને જે બન્યું હતું તે સઘળું કહ્યું. એ સાંભળી તે બોલ્યો, 'બચ્ચાજી, એ વાત તું કોઇ આગળ કહેતો નહીં; હું જયાંસુધી ક્રિયા કરૂં ત્યાંસુધી મુગો બેસી રહેજે, નહીં તો તને ભુત આવ્યું છે એમ કહીને ખાસડાં અને ચાબકાનો માર મારીશ.' હું તો બીકનો મારયો મુગો બેસી રહયો. તે ધુતારો ધુતમ-ધાતમ, ઝાડુ-પીછી, વગેરે ક્રિયા કરવા બાદ રૂપ્યા તથા ભેંસ લઈ વટેણા વાવી ગયો. તેના ગયા પછી

હું સસરા આગળ ગયો અને સઘળી બીના કહી, તેથી સઘ-ળાંઓએ મને એક અવાજે 'ગધેડો' કહ્યો."

આ વાત સાંભળ્યા પછી રાજાએ તેને પણ તેને ઘર મોકલી દીધો.

---

## અક્કલ કોઈના બાપની છે ?

એક પાદશાહની દરબારમાં એક ઘણોજ હસમુખો અને હાજરજવાબી વઝીર હતો. તેના ઉપર દરબારનું સર્વે કોઈ માણસ હસદની આંખ્યોથી જોતું. તેમાં મૂખ્ય કરી એક પાદશાહની રાણી તેની ઉપર ઘણીજ અદેખાઈ કરતી હતી, કેમકે તે રાણી પોતાના ભાઈને વઝીરની જગ્યા ઉપર રખાવવા માગતી હતી. રાણી વારંવાર તે વિષે વાત કાઢે પણ પાદશાહ અખાડા કરી જતો.

એક દહાડે પાદશાહ પોતાના નાના છોકરાને કેડ ઉપર લઈ રમાડતો હતો તેટલાંમાં રાણી આવી લાગી અને પાછી પોતાના ભાઈને માટે અરજ ગુજારી, કે "એને વઝીરની જગ્યા આપવી યાતો બેઉની પરિક્ષા કરવી." પાદશાહે આ વાત કબુલ કરીને તુરતજ રાણીના ભાઈને બોલાવી મંગાવ્યો અને કહ્યું, કે "જો કોઈ મેરે છાતી ઔર પેટકે ઉપર લાતાં મારે, ઔર મેરે મુંહપે થુક લગાવે ઉસકે તહીં ક્યા સઝા ફરમાના ચાહીયે ?" રાણીના ભાઈએ ઘણોક વખત વિચાર કરી કહ્યું, "ખુદાવંદ, ઉસ મુંજીકે હાથ પાઉં કાત ડાલના ચાહીયે." હવે પાદશાહે વઝીરને બોલાવી મંગાવ્યો અને તેને પણ ઉપલુંજ પુછ્યું. વઝીર સમજી ગયો કે એ કોઇ નહીં પણ પાદશાહનો લાડકો બેટો હોવો જોઇયે.

જ્યારે કોઈ પણ બચ્ચાંને આપણે કેડ પર લઇયે છીયે ત્યારે તે ગેલમાં આવી જઈ છાતી અને પેટપર લાતો મારે છે અને આપણને બચી કરે છે. તેથી વજીરે પાદશાહને કહ્યું કે "ગરીબ પરવર સલામત, ઉસને જો પાંઉસે લાત મારા ઉસ પાંઉમે સોનેકે કડે ડાલો, ઓર જો મુંહસે થુક લગાયા વો મુંહકો શીરીનીસે ભર ડાલો." પાદશાહ આ સમજી તેની અક્કલ ઉપર ઘણોજ ખુસ થયો અને રાણીના ભાઇને રજા આપી. રાણીની પણ હવે ખાતરી થઇ અને પોતાનો બોલ મુકયો.

---

## કર અને જો.

ભીમપોરના નગરશેઠને ચંદન નામે એક ઘણો ચવિત્રો છોકરો હતો અને શેઠનો છોકરો એટલે સર્વે સાથે ઘેલાં કાઢે. એક દહાડે ફરતાં ફરતાં તે ગામની પાદરે જઈ લાગ્યો જ્યાં એક ગવલણ ભેંસોને દુધ ડોહતી હતી અને ત્યાં એક આખ્ખું દુધનું ટબ ભરીને મુકેલું હતું. નગરશેઠના છોકરાએ દુધ પીવા માગ્યું તેથી ગવલણ તાજું દુધ લેવા ઘરમાં ગઇ કે ચંદને એક મુએલી બીલાડી ઉંચકીને દુધનાં ભરેલાં ટબમાં નાખી અને સાથે માંહે એક રૂપ્યો નાખીને ત્યાંથી ચાલી ગયો. છ માસ પછી નાનો નગરશેઠ પાછો ત્યાં આવી લાગ્યો અને વળી પાછું પીવા સારૂ દુધ માગી ગવલણને પુછ્યું, કે "છ માસની વાત ઉપર તારાં ટબમાં કોઈ મુએલી બીલાડી નાખી ગયું હતું તેનું શું થયું?" ગવલણ હસીને બોલી, "બાપુ, આમ રોજને રોજ થાય તો અમે તો નીહાલ થઇ જઇયે. તે હંધુ દુધ નગરછેઠને ત્યાં વેચ્યું અને નીચેથી રૂપીયો મયેલો તે તો જુદો!"

## પારસી બાનુઓ માટે એક અગત્યનો સફો.

જે નવી પરણેલી અથવા જુની પરણેલી પારસી છોડીઓને સાસરાં ગમતાં નથી અને સહવારનાં ઘેર જઈ સાંઝનાં પાછાં રાત્રે સાસરે આવવાનું અથવા નજીવે બહાને ઘેર ભરાઇ રહેવાનું તથા માત-પીતા ઉપર મસતો મારી સસ્તો ખીચડો ખાવાનું પસંદ કરે છે તેઓને આ નિચલી બીના વાંચવાની હું સખ્ત ભલામણ કરૂં છું:—

જો એક અરબની બાયડી ઘરનું કામ કરવાને બદલે આજારી પડી તો તુરત તેને તેણીનાં માબાપને ઘર મોકલાવી દે છે અને કહેવામાં આવે છે કે મેં એક તંનદરોસ્ત બાયડી લેવાનું સાટું કર્યું હતું અને આજારી બાયડીનું પુરૂં ક્યાંથી કરૂં? જેમ હોરાજીમાં બાયડીને છેડે એક રૂપ્યો છ આના બાંધી સાક્ષીની હજુરમાં હાંકી કાઢી એટલે તલાક આપેલા કહેવાઇ ચુક્યા તેમજ સાઈબીરિયામાં ધણીએ બાયડીની ટોપી ઉંચકીને ફેંકી દીધી કે બાયડીએ નીચું ડોકું ઘાલી ઘરમાંથી બહાર જવું. સુમાત્રામાં મર્દ સ્ત્રીની હજુરમાં એક સોટી ભાંજે એટલે તેને છોડી દીધી એમ સમજાઇ ચુક્યું. આપણા પારસીઓમાં મર્દ પોતાની સ્ત્રીનો ચોટલો ધરીને પીખે અને તેથી જો તલાક આપેલા કહેવાઈ શકાતા હોય તો કેટલી બધી આપદા પતે!

સાઈબીરિયાના કેટલાક ભાગમાં જેવી લગ્નની ક્રિયા પુરી થઈ કે સ્ત્રી પોતાના ધણીની ગોલામગીરી કરવા તૈયાર છે તેની પુરવારી તરીકે તેનાં બુટ ખેંચી કાઢે છે. બીજા ભાગમાં સસરો જમાઇને લગ્નને બીજે દહાડે એક ચાબુક ભેટ આપે છે કે જેથી સ્ત્રીને શીક્ષા કરવાની ધણીને સત્તા મળેલી કહેવાય છે.

જાવામાં લગ્નની ક્રિયા પછી સ્ત્રી પોતાના ધણીના પગ સઘળાં-ઓની હજુરમાં ધોય છે. આફ્રીકાના એક ભાગમાં સ્ત્રી ધણીના પગ ધોઈ પોતાનાં લગ્નનાંજ કપડાંએ લુછે છે. માડાગાસ્કરમાં મર્દ બહારથી આવ્યો કે સ્ત્રી ભોંય ઉપર પડી તેના પગને જીભ લગાડે છે. મુંબઈ નામનો એક મુલક છે જ્યાં પારસી નામની એક વસ્તી છે તેમાં કેટલાંક નવી ફ્રાસીનના લોકમાં આથી ઉલટોજ મામલો છે. ત્યાં સ્ત્રી મર્દને ડપેણાં ઝીલાવે છે અને મર્દની મા પંચાત કરે છે તો સ્ત્રી પોતાની માને ઘર જઇને રીસાઈને ભરાઇ રહે છે જ્યાં છુપીરીતે તેણીને પટાવવા તેણીનો ભ્રથાર જાય છે!

---

## બચ્ચાંની તબીયત.

એક જોડું પરણ્યા પછી જ્યારે તેમને પહેલવહેલું બાળક થાય છે ત્યારે તેઓ તેના ઉપર દેવાના બની જાય છે, તે તો સર્વેને માલમ છે. તેમાં વળી ડાકટરો ચોપાન્યાંઓમાં 'બાળકોની માવજત'નાં મથાળાં તળે તરેહવાર ઉલટી સુલટી શિખામણો આપી આબડગુંચડ કરી નાખે છે.

અમારે ત્યાં પહેલવહેલાં બુચાની વૃધિ થઈ હતી અને અમે અલબતે તેના ઉપર ઘણાંજ કુરબાંન હતાં. એક દહાડે મારી સ્ત્રી દોડતી આવી અને અકળાઈને કહેવા લાગી, "દીનશાહ, આજે મેં એક ન્યુસપેપરમાં વાંચ્યું કે એક જર્મન ડાકટરના વિચાર પ્રમાણે **સ્વિસ મીલ્ક** બાળકને ઝેહેર જેવું છે અને

તેથી તેની ખરાબી થાય છે. ઓ માય રે! આપરે તો દજનના દજન ડાબરા પાઈ રહ્યાં!"

મેં જવાબ દીધો, "પણ તેથી બુચાને કાંઈ નુકશાન થયલું લાગતું નથી. સામો ધીના ડબરા જેવો બનતો જાયછ."

"ઓ વાય! બહારથી નરો પોપચા જેવો છે પણ કોણ જાણે અંદરથી શું નખ્ખોદ વળતું હશે તે આપરે કેમ જાણ્યે? હું તો બા આજનું આજ 'સ્વિસ મીલ્ક' બંધ કરૂંછ ને ભેંસનું દુધ લેઉંછ."

હું કાંઈ બોલ્યો નહીં. ચારેક દહાડા પછી મારા વાંચવામાં આવ્યું કે "ગવલીઓ ભેંસોને ઘોડાની લીદ અને એવો બીજો નજીસ ખોરાક ખવાડે છે તેથી તે રોગ બચ્ચાંમાં ઉતરે છે." હું છલાંગ મારીને ઉઠયો અને મારી બાયડીને વંચાવ્યું. અમો બેઉ ફિલસુફો ઘણો પસતાવો કરવા લાગ્યાં. મારી બાયડી કંહે, "ખરેખર! એમજ હશે. કારણ કે આજે ચાર દહાડા થયા બુચો ઘણો અણમન્યો લાગેછ અને રોજ આખ્ખા દહાડામાં ત્રણ શેર દુધ પી જતો હતો તે હમણાં હડી શેરબી પીતો નથી!"

ભેંસનું દુધ તાબરતોબ બંધ થયું અને 'મેલીન્સ ફૂડ' ચાલુ થયું. ૧લી તારીખે એક માસીક ચોપાન્યું આવ્યું તેમાં મારી મીસીસે વાંચ્યું કે "જાણ્યું અજાણ્યું કાંઈબી બાળકને પાવું એ ઘણું જોખમ ભર્યું છે. કોઈવાર તેથી બાળકને તાવ ચઢી આવે છે," ઈત્યાદિ. મારી સ્ત્રી વળી પાછી દોડતી આવી અને મારી સાથે વઢવા લાગી, "તમેબી શું રોજ રોજ નવા

બુટ્ટા લઈ આવોછ! આ શીશીમાંનું તમને કોણે પાવા કહ્યું? જો મારા છોકરાને કંઈ થશે તો હું તમને પુછીશ. રાતના આખ્ખી આખ્ખી રાત લોપણમાં પડી રહેછ તે બળા જાણે આ શીશીમાંનું પાધાથી તો નહીં હોય? હું કાંઈ હવે એ પાવાની નથી."

આખરે ઘણી પંચાત થવા બાદ ઠરાવ થયો કે ધવાડનારી આયા વગર નિકાળ નથી, નહીં તો છોકરો રદબાતલ થઈ જશે. અલબતે બુચો ખાસ્સો પાંચ મણીકો હતો. આયા આવી અને તે ચાર દહાડામાં સુકાઈને દાંડા જેવી થઈ ગઇ, તેમાં છોકરાને ઉંચકીને ચાલતાં તેનો દમ આખર થવા લાગ્યો એટલે તે મુકીને ચાલી ગઇ.

સારાંસ હાલ ઘરમાં ગાય રાખી છે અને રાતના બાર વાગ્તે બુચાને દુધ જોઇયે ત્યારે અમે છ સાત જણ હાથમાં ફાણસ લઈ ભોંયતળિયે સર્વસના આકારમાં દુધ ડોહવા જઈયે છૈયે!

---

## આડાંની સુંઠ

એક ઘણાજ બેહેરા પુરૂષની ખૂબસુરત બાયડી અને એક કડકણી કુતરી હતી. એક દહાડે રસ્તામાં ચાલતાં બેહેરાને એક મિત્ર મળ્યો, જેણે પુછ્યું, "સાહેબ મેહરબાન, ભાઈ, કાલે તમારાં ધણીયાણી અમારે ત્યાં મળવા આવ્યાં હતાં."

બેહેરો સમજ્યો કે કુતરી વિષે વાત કરે છે—તેથી બોલ્યો, "તોબાહ! ઘણો દલગીર છું. હવે એ રાંડને છુટી નહીં મેલું, કાલની કાલ સાંકળ મંગાવી બાંધી રાખીશ."

## સાવચેત નોકર.

જમશેદજી સુગાત્રાને સહવારના ઑફીસમાં ગયા અગાઉ પ્યાલું ભરી સેરવો પીવાની આદત હતી. તેવણનાં ધણીયાણી રોજ સોજા તુવાલમાં સેરવો ગાળીને આપે. જમશેદજી એટલા સુગાત્રા હતા કે બાઈડીને હાથ વડે નીચવવાબી દે નહીં. એક દહાડે એ લોકનો એક ઇરાની બબરચી સેરવો રાંધણીમાંથી તૈયાર ગાળીને લાવ્યો. વરનાં દેખતાં શેઠાણીએ પુછયું, "બેહરામ! રસ શા વડે ગાળ્યો; તુવાલ તો અહીં છે."

"બૉઇ, શેઠનાં મોજામેં ગારી," એમ સાહા ઈરાનીએ જવાબ દીધો.

બાઈ ચમકીને બોલ્યાં, "ઓ મુઓ રે તુ, તારી અક્કલ કાંહાં જતી રહી? મુઆ ઈરાની નસુગ તે ખરાજ નસુગ."

"અરે નહી રે બૉઇજી, નવા મોજાં નથી બગારયાં, મેલાં કપરાંમાંથી જુનાં મોજાં લીધા'તાં!"

